





હાસ્ય રસિક ગ્રંથમાળા પુસ્તક પહેલું.

# રસનાં ચટકાં

લેખકઃ—"એકાર"

પ્રકાશકઃ—મુ. ઇબ્રાહીમ દાદાભાઇ પટેલ.

"એકાર" ઓફીસ.

રાંદેર



આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૧૦૦૦

કીમત રૂા. ૧–૪–૦

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

# શરૂઆતના થોડાક શબ્દો



(પેલાઓ 'બે બોલ'ના આસરા હેઠળ બે હજાર બોલ લખી કાઢે છે કે બાર ટોપલા બોલી કાઢે છે. એવી વ્યવહારૂ અપ્રમાણિકતા આપણને આવડતી નથી તેથીજ શરૂઆતના થોડાક શબ્દો લખવા લલચાયો છું.)

પ્રથમ પહોળું મોઢું કરીને તે સૃજનહારનું નામ લઇ આગળ વધીએ કે જેથી "જેનો આરંભ સારો તેનું છેવટ સારૂં"નો રોગ આપણને પણ લાગુ પડે! હે! સર્વશકિતમાન સૃજનહાર, ત્હારી કૃપા વડેજ સર્વ સંસાર ચક્ર ચાલી રહ્યું છે. બાકી જો આ પુસ્તક લખતાં લખતાંજ મારા હાથને લકવો થઇ ગયો હોત તો શી રીતે પૂર્ણ થાત? ત્હારી દયાથીજ હું આ મારૂં અલ્પ પુસ્તક પૂર્ણ કરી શકયો છું. હે! પ્રભો તું સર્વ વ્યાપિ પણ છે. સહરાના સીમુમમાં પણ તારો વાસ છે. સીંધની રેલમાં પણ તારો હાથ છે, સ્વીટઝર્લાંડના બગીચાઓ અને વીસુવીઅસના જવાળામુખિમાં પણ ત્હારૂં ધામ છે, નિતદિન લાખો પ્રાણીઓને મારવા કે જીવાડવા એ ત્હારૂ પ્રોગ્રામ છે, તું સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે; તો આ મારા પુસ્તકની એજન્સી માલની કન્ત રજાએ બિન જોખમે તનેજ સોંપું છું.

હાસ્ય પર લાંબું ભાષ્ય સ્વર્ગસ્થ રમણભાઇ "હાસ્ય મંદીર"માં લખી ગયા છે. માટે હવે હું લખતો નથી. કારણકે જે વાત લખાઇ ગઇ હોને ચોળી ચોળીને ચીકણી કરવાની આવશ્યકતા નથી. ખરૂં તો એમજ છે કે આપણામાં એવું લખવાની શકિત નથી!

આપણે તો વાટે ઘાટે, બજાર હાટે કંઇ રમુજી પ્રસંગ બન્યો કે તેને જરા મીઠું મરચું ભભરાવી ચિતરી કાઢયો એટલું જાણીએ

છીએ. એને કેવા પ્રકારનું હાસ્ય સમજવું. તે વાંચકોની મરજીની વાત છે. સ્વ. હાજી મહમદની 'વીસમીસદી'માંથી 'ખોડકું માથું,' 'મારી મંગલમાં મુસાફરી' અને 'ફૂછબા' એ ત્રણ જુદા જુદા લેખકોના લેખો વાંચવાથી મને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. જેથી ફરી ફરીને વાંચ્યા, પછી તો હાસ્ય રસના અનેક લેખો વાંચવાની રઢ લાગી અને સ્વ. રમણભાઇ, જાગીરદાર, મસ્તફકીર, ઓલીયા જોશીના ઘણા લેખો વાંચ્યા. પ્રેરણા થઈ, આપણે પણ કંઇક લખવું.

શું લખવું તે વિચારમાં એકાદ વરસ વહી ગયું. માર્મિક કટાક્ષ અને હાસ્ય જમાવવામાં અજોડ મનાતા મરહુમ મહાકવિ 'અકબર'ના કાવ્યોમાંથી ઘણું જાણવાનું મલ્યું. દારૂગોળો મગજમાં તૈયાર થઇ ગયો હતો. હવે સળી ચાંપવાનીજ વાર હતી. અસહકારનું પુર ચઢીને સમી ગયું હતું છતાં હડતાળો ને પરિષદોની બીમારી આખા દેશમાં વ્યાપિ ગઇ હતી. એક રાત્રે ઘરમાં ભુપક મામાઓ મામેરૂ લઈને આવ્યા હતા તેમની દોડ ધામમાં આંખ ઉઘડી ગઇ તે ઉઘડી ગઇ પેન્સીલ લઇને મંડયો 'ઉંદર પરિષદ' લખવા. બસ ત્યારથી આજ સુધી ધ્યાનમાં આવ્યું ને બાફયું અને ધકેલ્યું. જુદા જુદા પેપરોમાં તંત્રી મહાશયોએ "અમારો હાસ્ય પૂર્ણ લેખ." "હાસ્યથી ભરપુર માર્મિક કટાક્ષ રજુ કરતો લેખ." "રમુજી સ્કેચ," એવું એવું ઉપર લખીને છાપ્યું ત્યારે મેં જાણ્યું કે આપણે પણ હાસ્ય રસના લેખક છીએ.

ઉપકાર તે તંત્રી રાજોનો કે જેમણે મને હાસ્ય લેખક ગણ્યો પણ હું પોતે હાસ્ય લેખક છું કે નહિ તે તો મારૂં મનજ જાણે છે. મિત્રો અને વખાણનારાઓએ મને છપારે ચઢાવ્યો એટલે ગુર્જર સાહિત્યમાં જાણે કંઇ અધુરૂં રહી જતું હતું તે પુરૂં કરવા આ સંગ્રહ નામે 'રસનાં ચટકાં' બહાર પાડયો. ઉપલક દૃષ્ટિથી જોનારને પણ એમાં

"પ્રથમ ગ્રાસે મક્ષિકા" જેવું દેખાશે. પ્રુફરીડરે 'રસનાં ચટકાં'ને બદલે "રસના ચટકાં' સુધાર્યું અને તે પ્રમાણે છપાઇ ગયા પછી મેં જોયું પણ થએલી ભુલને નભાવી એ તો ચાલુ ઝમાનામાં એક કળા મનાય છે; જેથી આપણે પણ એ પ્રમાણેજ ધપાવ્યે રાખ્યું. બીજી દ્રષ્ટિએ જોતાં 'રસના ચટકાં' એ સપ્તિલોપ તત્પુરુષ સમાસ ગણતાં ખરૂંજ છે. તો હવે એ 'રસના ચટકાં'ને રસનાં ચટકાં માનવા કે લેખિણીનાં લટકાં માનવાં તે વાંચકોના વિચાર પર આધાર રાખે છે.

પેલા હાસ્યના ચાર થાંભલાઓથી રચાએલા મંડપની છાયામાંજ આપણે તો કુદા કુદ કરીએ છીએ છતાં દશેરાની સ્વારીમાં અનેક અરબી ઘોડાની હરિફાઇમાં દોડાવેલા અમારા બાંડીયા ટટ્ટુને પણ કોઇ અરબી ઘોડો ગણી કાઢે તો તે તેની ઉદારતા કે દ્રષ્ટિ દોષ છે! જે છે તે વાંચકો આગળ રજુ કર્યું છે. તંત્રીરાજેના અભિપ્રાયો ઉપરથી એ સંગ્રહના લેખોને હાસ્ય રસના લેખો માનતો થયો છું. વાંચકને જો હસવું આવશે તો એ અભિપ્રાય ખરો પડશે, અને લખનારની મુર્ખાઇ પર હસશે તો પણ પૈસા વસુલ થઇ જશે.

આ પુસ્તકની પ્રસ્તાવનાના લેખક રા. મસ્તફકીર કે જેમને હું મારા હાસ્ય ગુરુ સમાન માનું છું તેમનો હું અત્યંત ઋણિ છું, અને બ્લોક બનાવરાવવામાં તથા બીજી પણ અનેક રીતે સંપૂર્ણ મદદ કરનાર જી. એચ. મુસ્તુફા (કલકત્તા) તથા ભાઇ ગુલામહુસેન તે વીસમીસદીના તંત્રીનો પણ આભારી છું. એમણે મને નિખાલસ દિલે મદદ કરવામાં પાછીપાની કરી નથી. આ સંગ્રહ સચિત્ર થવાનું માન એમનેજ ઘટે છે. રા. ચાંપસીભાઇનો પણ એટલોજ એહસાનમંદ છું. વળી બાંટવાવાસી મ્હારા બે રસિક મિત્રો અબ્દુલલતીફ દાઉદ અને અબ્દુલલતીફ હાજી હુસેન એ બંને લતીફ ભાઇઓએ અનેક પ્રોત્સાહ

જનક પત્રો લખીને આ બીજાને મને નજીવું પણ મારે મન સાહસ સમાન લેખાતું કાર્ય કરવાને મને ઉશ્કેર્યો, માટે આ પુસ્તક પ્રગટ કરવામાં પ્રથમ માન એ ભાઇઓનેજ ઘટે છે. છપાવવાના કાર્યમાં અનેક તરેહની સૂચનાઓ, ભલામણો આપ્યા બદલ અમારા 'સાદિક'ના એડિટર તથા મુસ્લિમ-ગુજરાત પ્રેસના મેનેજર સાહેબનો પણ આભારી છું.

વાંચક બંધુ કે વાંચિકા ભગિનીઓને છેવટમાં એટલીજ વિનંતિ છે કે બોલ્યા નાટકવાળાઓ હંસવૃત્તિથી 'ક્ષીરનીર' ન્યાયે અવલોકવાનું કહે છે તેમ ન કહેતાં ચોખા વીણનારી ચાલાક રસોયણની દ્રષ્ટિથી પુસ્તકનું નિરિક્ષણ કરવું. જો આ પુસ્તક ગમી જાય તો બીજુ પુસ્તક "હાસ્ય કુંજ" વાંચવાને માટે તૈયાર રહેશો અને ન ગમે તો કંઇ કહેવાનુંજ નથી! હજુ થોડુંએક આપીને વિરમીશ.

સફળ લેખક—ઘરમની બ્હેન.

વાંચક—'વીરપસલી'ના દાન આપનાર ઘરમનો ભાઇ.

નિષ્ફળ લેખક—સુધારેલા પીંઢારા.

**બેકાર ઓફીસ -રાંદેર**
સને ૧૯૨૯ના આખર દિવસે
ઉષા સમયે ૢ ગેલન નીરો
દીંચી કતારગામની પાપડી ખાઇને.

**"બેકાર"**

## પ્રસ્તાવના

મુડી અને મજુરી વચ્ચેની કાતિલ ઝુંબેસના આ જમાનામાં, શાહિવાદ અને મજુરવાદ વચ્ચેની ઘુરકા ઘુરકીના આ સમયમાં, અસહ્ય નાણા ભીડ અને ભયંકર બેકારી જેમાંથી છુટવાને આપઘાત એજ માત્ર અમુલ્ય ઔષધિ ભાસે છે, તેવા આ વખતમાં જ્યારે લોકોના મન ચિંતાતુર તથા મ્હોડાં દિવેલ પીધેલાં જેવાં રોતી સુરત થઈ ગયાં હોય; અને એ ચ્હેરાઓને હસ્તા કરવાનું બીડું ઝડપનાર કોઇ હાસ્યરસનો નવો લેખક બહાર પડે; ત્યારે જનતા તેને ઉમંગભેર વધાવી લે છે, અને એક આશિર્વાદ સમાન ગણે છે.

ભાઈ '**બેકાર**' પોતાનાં 'રસનાં ચટકાં' સાથે ગુજરાતની ગમગીન પ્રજાને ખડખડાટ હસાવવા બહાર પડયા છે અને એમનું પુસ્તક વાંચી જતાં મારી તો ખાત્રી થઈ છે કે એ ચટકાંઓ ગુજરાતમાં ઠેરેઠેર અથવા તો જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાતી હશે ત્યાં ત્યાં હાસ્ય રસનાં માત્ર ચટકાં નહિ પણ હોજ વ્હેવરાવશે.

ભાઈ '**બેકાર**'નાં દર્શન એટલે કે એમના અથીર દેહનાં દર્શન મને પહેલવહેલાં બેઘડીમોજમાં થએલાં અને તેજ વખતે મને લાગેલું કે ગુજરાતી સાહિત્ય ગગનમાં હાસ્ય રસનો આ એક નવો તારો ઉગ્યો !

ત્યાર પછી ભાઈ 'બેકાર'ની વધુ પિછાન મારા વિદ્વાન મિત્ર મી. 'મુનાદી'એ મને કરાવી અને મી. બેકારનો લખેલો માર્મિક કટાક્ષ અને રમુજ ભર્યો લેખ 'અમારાં લગ્ન' વાંચવા આપ્યો; પછી તો હું અને મી. બેકાર મુંબઈમાં બેચાર વખત મળેલા અને એ મુલાકાતો, એ વાર્તાલાપોથી હું જોઈ શકયો કે આ યુવાન વ્હોરા લેખકમાં હાસ્ય જમાવવાની અચ્છી નૈસર્ગિક શકિત છે.

મી. બેકાર ધાંધલીયા કે પોતાનું વ્યકિતત્વ લોકોની જાણમાં લાવવા પ્રચારકાર્ય કરનારા નથી. તેમનો સ્વભાવ શરમાળ અને એક માર્ગી છે. તમે તેમને મળો ત્યારે તેમની આનંદી અને મસ્તીમાં નાચતી આંખો જ તમને ભાસ આપે કે આ વ્યકિતમાં હાસ્ય સમજવાની અને રજુ કરવાની અતિ કીંમતી કુદરતી બક્ષીસ છે.

ભાઇ 'બેકાર' અંગ્રેજી જાણતા નથી. હાસ્યરસ માટેનું વસ્તુ જીવનમાં હંમેશ બનતા બનાવમાંથી લેછે, યાતો બીજા હાસ્યરસીક લેખકોની વસ્તુઓ પરથી સુચન લઇ તે પર પોતાની કલ્પનાની સુંદર ઈમારત રચે છે. કોઈ બીજાના લેખ ઉપરથી તેમને સુચન મલ્યું હોય તેનો સ્વિકાર કરવાનું ચુકતા નથી. એમનામાં ઓરીજીનાલીટી સારી છે અને મને વધારે આનંદ તો એ જોઇને થયો કે પોતે ઇસ્લામી હોવા છતાં ગુજરાતી ભાષા શુધ્ધ અને સરસ લેખે છે. પાત્રાલેખન એમનું અચ્છું છે. એમનો 'જીવણ કાકો' તથા 'કાના કાકાનો કુળદિપક' વાંચકની નજર સામે તરી આવે છે, અને પ્રસંગો પણ હાસ્ય ઉત્પન્ન કરે એવા એ ભાઇ ચિતરી શકે છે; પણ બીજા હાસ્યરસની સેવા કરનારા લેખકો સાથની સરખામણીમાં ભાઇ 'બેકાર' માં મને જો કંઈ વિશેષ્ઠતા લાગી હોય તો તે એમનો રમુજી કાવ્ય ભંડાર છે. એમના લેખોની વચ્ચે વચ્ચે પ્રસંગને અનુસરતી રમુજી કવિતાઓ. પ્રચાલત લોકપ્રિય નાટકનાં ગાયનો કે જુના કવિઓની કવિતાઓને રમુજી ઢબે ફેરફાર કરી મુકેલી હોય છે. એ જોતાં મને લાગે છે કે લેખો કરતાં પણ હાસ્યરસ પ્રધાન નાટકો, ફારસો કે ગાયનોમાં મી. 'બેકાર' ને ઘણીજ સારી હથોટી છે. અને

એ દિશામાં ભાઈ 'એકાર' જો લક્ષ આપે તો ગુજરાતના એક અચ્છા હાસ્યરસીક નાટયકાર બને.

બીજું આ 'રસનાં ચટકાં' વાંચતાં હું એ જોઈ શકયો કે ભાઈ 'એકાર'નુ નિરિક્ષણ ઘણુ બારીક અને ઘણુ ઉંડું છે, તેમ જ જુદા જુદા વર્ગના માણસોની રીતભાત અને બોલીનો એમનો અભ્યાસ આબાદ છે. કલમ મારફત એ બિરાદર આપણા ગુજરાતના ગૃહજીવનની જુદીજ સુંદર બાજુ આપણી ચશ્મા સમક્ષ ખડી કરે છે. 'રાણીના રાજ' અને 'ગૃહજીવનની ગુંચ' એ વાતની સાક્ષી પુરે છે. ઇતિહાસના પ્રસંગોને રમુજી રૂપ આબાદ રીતે એ ભાઈ આપી શકે છે. 'વીસમીસદીની સંયુકતા'ને રજુ કરવામાં સુંદર સફળતા મેળવી છે.

કેટલા પ્રસંગોમાં રમુજ સાથે સાથેજ માર્મિકપણા રૂપિ ચાબખાઓ મારી સમાજની કંઇ કંઈ ભુલો તરફ વાંચકનું ધ્યાન આડકતરી રીતે ખેંચે છે. બીજી એક ખુબી ભાઇ 'એકાર'ના હાસ્ય રસમાં એ છે કે તેમાં જરાએ ઝેર નથી. તેમની રમુજ જમાવવાની શૈલી મસ્તીખોર પણ નિર્દોષ છે.

બિરાદર એકારને ખુદા લાંબુ આયુષ્ય આપે અને પોતાની લેખિની દ્વારા વેપારી ગણત્રી બાજ, એકલા પૈસા ટકા અને પોતાની અસ્રી ને અસ્રીનાં છોકરાંમાંજ પોતાના સ્વાર્થને સર્વસ્વ માનનાર ગુજરાતને હસાવી નિખાલસ અને આનંદિ બનાવે એજ આપણે ઇચ્છીએ.

મને આશા છે કે ભાઈ 'એકાર'નાં 'રસનાં ચટકાં'ને ગુજરાતની રસીક પ્રજા હરખથી વધાવી લેશે. તા. ૨૯–૧૧–૨૯

[ વિલા પારલા ] **મસ્ત ફકીર**



ભાઈ અબ્દુલ્લતીફ દાઉદ, શોલાપુર.




# અર્પણ

**અઝીઝી અબ્દુલ લતીફ !**

સાહિત્યના ઉપાસક હોઇ, અને તેમાંયે ખાસ મુસ્લિમ
સાહિત્યના ઉત્તેજક હોઈ, મુસ્લિમ લેખકોની દાઝ દિલે
ધરાવતા હોઈ: વારંવાર ફૂલ નહિ તો ફૂલની પાંખડી
તેઓને ભેટ ધરવાના તમારો શુભ પ્રયાસ પ્રસંશનીય છે.

ઇતિહાસ અને હાસ્યના રસિક વાચક હોઈ
મારા લેખોને ગુજરાત તેમજ મહાગુજરાતમાં
વિશેષ વંચાતા કરવાનું કાર્ય જાણે પોતાના શીરે
વ્હોરી લીધું હોય એમ નિરખતાં આ મારી અલ્પ કૃતિ
તમને અર્પણ કરતાં સગર્વ આનંદ લઉં છું તેને
શોલાપુરી ચેવડો ખાતાં ખાતાં, રોતાં રોતાં નહિ
પણ
હસતાં હસતાં સ્વિકારશો

—“ એકાર ”

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

# રસના ચટકાં

## (૧)

## સાચો સાહિત્યકાર.

ઉપોને મારૂં નામ તો શાંતિલાલ છે, પણ આ જીવનમાં મેં ક્યાંએ શાંતિ અનુભવી નથી. જ્યારથી મારા મસ્તક રૂપિ બીજાશયના બીજાંકુરમાંથી અક્કલનો ફણગો ફુટી નીકળ્યો છે; ત્યારથી મ્હારી આસપાસ, આકાશમાં ને અંતરમાં પણ અશાંતિનું વાતાવરણ અનુભવી રહ્યો છું.

જુઓને ચાર વરસનું વય થતામાંજ મ્હારા માતુશ્રીએ અક્ષરજ્ઞાન મેળવવા સારૂ આપણા મકન કાકાની નીશાળે મુકયો. મને કેદખાના જેવું કંઇક લાગ્યુ પણ શું કરીએ ? ગુરૂજીની "સોટી વાગે ચમચમ–તો વિદ્યા આવે ધમધમ" વાળા પુરાણા સિદ્ધાંત આગળ નિરૂપાએ બેગી રહેવું પડતું. પોતીયું પહેરવા જેટલી સમજ શકિતનો જથ્થો તે વખતે મ્હારા માથામાં કે પેટમાં ક્યાંએ ન હતો; જેથી લાચારીએ લંગોટી પહેરીને નિશાળે જવું પડતું. સુવા જવાની ઇચ્છા થતાં ગુરૂજી

પરવાનગી મેળવવી પડતી પણ ગુરૂજી ગહન વિચારમાં ગુચવાણા હોય ત્યારે અનિચ્છાએ લાંબો થઇ સુઇ જતો. ત્યાંતો ગુરૂદાનમાં એકાદ બે લપડાકો મળતી, જેથી ગાલ અર્ધો ઇંચ ઉપસી આવતો, હું રોતો રોતો સ્વધામ પહોંચતો. કે મ્હારાં માતુશ્રી મહાકાળીનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને ગુરૂ સામે વાગ્યુદ્ધ આરંભતાં. પણ અંતે શાળાના પ્રવેશ દ્વારમાંજ સુલેહના કરારો થતાં. ગુરૂજીના ગોળ જેવા ગળ્યા સ્વભાવ આગળ માતાજીનો ગરમા ગરમ ભજીયાં જેવો તીખો સ્વભાવ કંઇક નમ્ર બનતો. આ બધી બચપણની વાતો મસ્તકના એક અંધારા ખુણામાંથી આજે એકાએક મળી આવવાથી ચિતરી કાઢી છે.

× × ×

સપ્તવર્ષ પર્યંત સદંતર અધ્યયન કરીને માંડમાંડ ત્રીજા ધોરણમાં પ્રવેશ કર્યો. તો પણ મ્હારા માતાજી તો આખા ગામના બુદ્ધિશાળીઓમાં પ્રથમ નંબરે મનેજ ગણતાં. મ્હારા બીજાપુરના ગોળ ઘુમટ જેવા ગંભીર પિતાશ્રી તો મને કોઇ દિવસ પણ કંઇ કહેતાજ નહિં. ત્રીજી ચોપડીમાં પાંડવ કૌરવોનો પાઠ વાંચતાં મહાભારત સાંભળવાની રઢ લાગી મ્હારા પિતાજી મ્હારો હાથ પકડીને એક રાત્રે અમારા ગામના ભાનુશંકર ભટને ત્યાં લઇ ગયા. ભાનુશંકર ભટ મ્હોટા બરાડા પાડીને કથા કહેતા હતા. ભીમની બહાદુરી સાંભળી મારા અંગમાં એક સામટો અખુટ શક્તિનો ખજાનો ઉત્પન્ન થતો. આજનો એડીપોલો તે વખતે કંઇ મ્હારા હીસાબમાંજ ન હતો! અર્જુનની બાણવિદ્યા સાંભળીને ગામને પાદરે જઇ તીરકામઠાં વડે નિશાન જમાવતો પણ બાણ વેગે કોઇને લાગી જતાં મ્હારી પીઠ અનાયાસે ક્રિકેટ ગ્રાઉન્ડ બની જતી. દ્રૌપદીનાં દુઃખ સાંભળી મ્હારૂં મસ્તક કે પેટ દુઃખવા આવતું. મેથલ બામ કે બાખા

કલ્યાણજીના મલમથી કંઇ ફાયદો ન થતો. દુર્યોધનની દુષ્ટતા સાંભળી મ્હારો મિજાજ સહરાના સિમુમ જેટલી ઉષ્ણતા ધારણ કરતો. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી કથા સાંભળતાં મારા મસ્તકની રંગભૂમિમાં અનેક સીન ટ્રાન્સફર થતાં. અંતે કંઇક કરી બતાવવાની ધગશ પેટમાં બળવા લાગી. આમ લાગલાગટ સપ્ત વર્ષ પર્યંત કંઇકની હોળી પેટમાં સળગી.

× × ×

આજે મ્હારા કબાટમાં મોટાં પોથાંના થોથાં નિહાળીને લોકો આશ્ચર્યની નજરે મ્હારા તરફ આકર્ષાયા છે. સદેવંત સાંવળંગા, ગજરામારૂ, હલામણ જેઠવો, સુડા બોતેરી, બરાસ કસ્તુરી, જાદુ કપટ ભાગ પહેલો, ચાર દરવેશનો કિસ્સો, અરેબિયન નાઇટસ વગેરે અનેક જગ જાહેર ગ્રંથો વાંચીને બે સાક્ષરો, ચાર સાહિત્યકારો, આઠ ટીકાકારો કે સોળ લેખનકારો જેટલી સામટી બુદ્ધિનો સરવાળો મારા મસ્તકમાં થઇ ગયો. પછી તો બરાસ કસ્તુરી જેવુંજ કડક અસ્તરીનું પુસ્તક રચી નાખ્યું તથા દેશી આંકનો મહદ્ગ્રંથ પણ પ્રગટ કરી દીધો એટલે હવે કંઇક કરી શકયો છું એવો કંઇક મને ભાસ થવા લાગ્યો. હ્યોની ગઇ વર્ષાઋતુનીજ વાત ! મેઘરાજાની માયાની સાડા ત્રણ દિવસની હેલી થઇ; ત્યારે બંદો લીલાવતી નાટકના ગાયનો લલકારતો કે દાણલીલાના રાસડાનો આલાપ કરતો તે વખતે બધાં બૈરાં છોકરાં મ્હારી આસપાસ બેઠાં બેઠાં મંત્ર મુગ્ધ બની જતાં. કેટલાએ ગવૈયાઓ, એકટરો, તરગળાઓ મ્હારાં સુરીયાળા ગાયનો આગળ મ્હાત થયા છે. અમારા ગામના બધા સમજદારો કુશળ કળાધર જયશંકર સુંદરીનાં "પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં" વાળા ગાયન કરતાં મ્હારા સ્વમૂખે ગવાએલા

"મહીયારીરે મહીનું મૂલ બતાવો." વાળા ગાયનને એકેમતે અત્યુત્તમ ગણતાં. આતો રહી ગામની વાત પણ દેશમાંએ મ્હારી કીર્તિનો સૂર્ય બ્રિટીશ રાજ્યની જેમ અસ્ત પામ્યો નથીજ !

× × ×

સને ૧૯૨૨ માં રાજનગરના નાકની દાંડી સામે વસેલા ખાદી નગરમાં કોંગ્રેસ ભરાઈ ત્યારે એક લીડર તરિકે હું પણ પહોંચી ગયો હતો. અમુક હદમાં મુકરર કરેલાં મંડપમાં અમુક જનસમૂહ સમક્ષ ભાષણ કરવા જેટલું મ્હારૂં સંકુચિત હૃદય ન હોવાથી બહાર ખુલ્લા મેદાનમાં લેક્ચર શરૂ કર્યું. હજારો મનુષ્યોની મેદની મ્હારૂં લેક્ચર સાંભળવાને ટોળે વળી. લોકો મ્હારૂં મોઢું બરાબર જોઇ શકે એ હેતુથી ભાડાની ગાડીપર ઉભા રહીને લેક્ચર લલકાર્યું, " ખુને જીગર કે પીતે હેં બસ ગમમેં તેરે યાર." વાળું ગાયન બુલંદ અવાજે લલકાર્યું. વન્સમોર, વન્સમોરના અવાજોને તાળીઓના ગડગડાટ વચ્ચે એ ગાયન પ્રસાર થયું. બીજુ એથી પણ ઉત્તમ ગાયન તીણાં અવાજે આલાપ્યું. લોકો આનંદથી ડોલવા લાગ્યા. અત્યાનંદથી હર્ષાવેશમાં આવી જઇને મને પુષ્પોને બદલે કાંકરાથી વધાવવા લાગ્યા તો પણ આ સેવક વીર યોધ્ધાની જેમ અડગ રહ્યા ને બોલવા લાગ્યો કે "કાંકરાને બદલે પાષાણોની વૃષ્ટિ થશે તો પણ આ અહિંસાત્મક અસહકારી ચુસ્ત યોધ્ધો જરાએ ડગશે નહિ!" ધાંધલ વધવા લાગ્યું એટલામાં કોઇ રેંજી પેંજી લીડરનુ આગમન થતાં ઉત્સુક જનોનુ ટોળું મ્હારો આભાર માનતાં, પહેલાંજ વિખરાઇ ગયું. આમ એકાદ સપ્તાહ વ્યતિત કરીને, મસ્તક બગાળી તો પગ અમદાવાદી બનાવીને ખબ કીર્તી સહિત ઘર ભેળો થયો.

પછી ઘરનાં બધાં પરદેશી વાસણો ફોડી નાખ્યાં, વસ્ત્રો બાળી દીધાં, દસ્તાવેજો ફાડી નાખ્યા, નોટો બાળી દીધી, રૂપીઆ ફેંકી દીધા કારણ કે હવે હું દેશકાજે ફકીર બન્યો હતો. તેમ કરતાં મને કોઇ ખાળનાર પણ ન્હોતું. મ્હારા પૂજ્ય પિતાશ્રી સ્વર્ગે સીધાવી ગયા હતા ને માતુશ્રી પથારીવશ હતાં; પણ ત્હેમની ચાકરી કરતાં હિંદ માતાની ચાકરી કરવી એ મ્હારી પહેલી ફરજ હતી. એમ વીરકેસરીના ખેલમાં "ખગંજો હિંદનાં સંતાન લડે જો હિંદને કાજે" વાળું ગાયન સાંભળતાંજ હું મેદાને પડયો ને ફાળો ઉઘરાવવા લાગ્યો. કોઇ નાણું આપતા તો કોઇ ગાળો પણ ભાંડતા. એવામાં ધનજીશા કાકાના પીઠાપર પિકેટીંગ કરતાં દુષ્ટ દારૂડીઆઓને હાથે ઘાયલ થવા છતાં સરકાર માબાપે તો મહાત્માજીના સાબરમતી આશ્રમની નિકટમાંજ સરકારે બાંધેલા એક આશ્રમમાં મને છ માસ સુધી રહેવાની ફરજ પાડી. તે આશ્રમના નેતાને લોકો જેલર કહેતા. છ માસે "વાડામાંથી પાડું એક, છુટ્ટુ થઇને નાઠું છેક" પ્રમાણે હું બહાર આવીને નિહાળું છું તો ધારાસભામાં જવાની ધમાલ શરૂ થઇ હતી. "આ વિષયમાં પણ કંઇક મારે કરવુંજ જોઇએ." કારણ કે નેપોલીયનની ડીક્ષ્નેરીમાં અશક્ય શબ્દ ન હતો પણ મ્હારી શબ્દ પોથીમાંતો કંઇક શબ્દ જ છે. પાછું કાર્ય આરંભાયું. વોટોની ધમાલ શરૂ થઇ. ભાઇ બાપ કહી દેશને ખાતર વોટોની પણ ભીખ માંગી. અમારા પક્ષના ઘણાં માણસો ધારાસભામાં બેસી ગયા. ગોરી ચામડી આગળ કાળી ચામડીનું કંઇ ન ચાલ્યું! જો કે પફ પાઉડર ઘણા લગાડયા પણ કાળા તે કાળા તે આખરે કાળાજ ઠર્યા! આપણે તો રસ્તે રસ્તે ને ગલીએ ગલીએ પેલું "અરૂણોદય"નું ગાયન–

**"કાળા છીએ રંગે અમે પણ કાળજાં કાળાં નથી"** ગાયું પણ સરકાર થોડી ગુજરાતી જાણે છે? મારા ટેકામાં એક બે ઉર્દુ કવીઓએ જુલાબની એક બે ગોળીઓ ફેંકી છે કેઃ—

"બને બંદરસે હેં ઈન્સાં તરક્કી ઈસકો કહેતે હેં,
તરક્કી પરભી નેટીવ બદનસીબી ઈસકો કહેતે હે.
અગરચે શકલ કાલી હે મગર હે દિલ સુફેદ ઉન્કા
બહોત ચાંદીસે મેંધી બિકતી હે શમશીર લોહેકી."

—છતાં પણ આ બધા બકવાટનું પરિણામ વર્તુળાકારમાં આવ્યું!

× × ×

જમાનો બદલાતો ગયો તેમ મ્હારે પણ મ્હારી જીવન નૌકાનું સુકાન ફેરવવાની ફરજ પડી. દેશબંધુ દાસ જેવો મહાન સાથી ગુમાવીને હું દુઃખના પાવાગઢ નીચે ચાંપાનેરના ખડિએર જેવો ભગ્ન હૃદય થઇ ગયો. દેશ પ્રેમની ધગશમાં ઘરની ભાળ લેવી વિસરી ગયો. અંતે જઇને જોયું તો મારૂં મેળવેલું સ્વરાજ નિશાળનાં પહેલાંજ માતુશ્રી પ્રભુના રાજ્યસત્તાક પ્રદેશમાં પહોંચી ગયાં હતાં ને ઘર મેદાન મેદાન થઇને કબ્રસ્તાનનો કરૂણ સીન રજુ કરતું હતુ. કોઇ ધ્રુવની શોધ કરે, કોઇ હિમાલયની શોધ કરે, કોઇ મંગળની શોધ કરે, તો મ્હારે પણ હવે પેટ પુરણ કરવાની શોધ ખોળ કરવી પડી. મહા મહેનત અને અથાગ કસરત કરવા પછી સાહિત્ય સમાજમાં સર્વ શ્રેષ્ઠ એવી કંપોઝીટરની પદવી મળી. મ્હારી ખુશનસીબી ઉપર મુબારકબાદીના વાયરલેસો આવ્યા. એવામાં વળી હોર્નીમેન સાહેબની પધરામણી થઇ એટલે આપણાં માન પણ આપો આપ વધી ગયાં. લ્યો, તેમણે તો ત્રણ દિવસ જેટલા અલ્પ કાળમાંજ છૂટા છેડા કરી નાખ્યા જેથી

આપણે પણ વિચાર શક્તિને અજમાવ્યા વગર તેમનું અનુકરણ કરી નાખ્યું. તેમની તારીફનાં બણુગાતો છાપાઓમાં ફુંકાયાં પણ મને તો કોઇએ સાંભર્યો નહિ! "અરે! આશ્ચર્ય વિરામ સહિત દિલગીરીની વાત તો જુઓ કે "બોલ્યા સાહિત્યના સુર વાળો કનૈયો પણ મને વિસરી ગયો!" ભલે દુનિયા નગુણી થાય પણ મ્હારે તો કંઇક કરી બતાવવુંજ જોઇએ ને! પણ ભૂખનું દુઃખ કપરૂં છે સમજ્યાને!

× × ×

લ્યો વળી મ્હારા જેવો ઉત્તમ ગાયક! ને તે નાટ્ય રંગ ભૂમિમાં ઝુકાવે! એટલે પૂછવુંજ શું? મ્હારા સાહેબ! આજકાલ જ્યાં જૂઓ ત્યાં ઇતિહાસનાં ખુનો થઇ રહ્યાં છે; તેવા કટોકટીના પ્રસંગે રંગભૂમિનો ઉદ્ધાર કરવા મ્હારા જેવો સુશિક્ષિત નર ન ઝંપલાવે તો પછી 'શેક્સપીઅર' કે કાળીદાસ જેવાને કોણ ઓળખે? જો કે અત્યારે તો હું પરદા ખેંચવાનીજ યોજના કરૂં છું પણ તમેજ કહોને કે હું પરદો ન ઉઠાવું તો સ્ટેજપર એક્ટરોની કેવી ફજેતી થાય? ગોખલે જેવા મહાન નરો પણ મારી જેમ અલ્પ પગારમાં નોકરી કરીને પોતાનું નામ અમર કરી ગયા છે. કોઇ કહેશે કે, "ત્હમારી કારકીર્દિ તો જાણી પણ હજુ બાળ બ્રહ્મચારી કેમ છો?" તો તેમને માટે બાપુજીનો બોલ બસ છે, કે "હાલમાં વિશેષ ગુલામો ઉત્પન્ન કરવાની જરૂર નથી." આ પ્રમાણે કંઇક કરી બતાવ્યું. હવે મોટામાં મોટી ચિંતા સાહિત્ય પરીષદની રહી. તેમાં પણ કંઇ કરી બતાવવું જોઇએ. ત્રણ દિવસ માથાઝીક કરી ત્યારે માંડમાંડ ત્રણ દિવસની રજા મેનેજરે આપી. કોઇ મિત્ર પાસેથી ઉધારે દોઢીઆં કઢાવીને છેવટે પ્રેક્ષક તરિકે પણ સાહિત્ય પરિષદમાં સામેલ થયો.

કારણ કે આ વખતે પણ એ "જૈસેકુ મીલા તૈસા ને તૈસેકુ મીલા તાઇ" જેવા કાર્યવાહકોએ મ્હારા જેવા કર્તવ્યપરાયણ અને સાહિત્યના અખંડ અભ્યાસીને તો અંધારામાંજ રાખ્યો હતો ! અફસોસ ! અફસોસ ! નાટક જેવો કૃત્રિમ નહિં પણ સો ટચના સુવર્ણ જેવો ખરેખરો અફસોસ !

× × ×

ભાળ્યા, ભાળ્યા ! એ સાહિત્યકારોને ઘણે વર્ષે ભાળ્યા. સાહિત્યની સરિતામાંથી તો જીવન ઉલ્લાસ કે આનંદનુ તો જળબીંદુ પણ મળ્યું નહિ ! લુખ્ખા નિબંધો વંચાણા વ્યાકરણનાંનિરસ ચુંથણાં ચુંથાણા, વાંચન માળામાં આવતી લુખ્ખી કવિતાઓ જેવી કવિતાઓ ગવાઇ, "શેરડીવાળાએ ગંડેરી વાળાને વખાણ્યો. " બીડીવાળાએ પાનવાળાને વખાણ્યો " મ્હારા જેવું ભાષણ તો કોઇનુ સાંભળ્યુંજ નહિ ! તો પછી કાવ્યની તો વાતજ ક્યાં રહી ? મેં બોલવાનો પ્રયાસતો કરેલો પણ માંડ માંડ ગળામાંથી ગળકો નીકળ્યો એટલામાં તો " બેસી જાઓ ! " " બેસી જાઓ "ની વૃષ્ટિ થઇ. મારી હાજરી અને આંતરડાંમાંના રૌદ્રરસ ને કરૂણરસનું રસાયની મિશ્રણ થતુ હતું છતા મુખપર હાસ્ય રસ પ્રકટાવી બેસી ગયો. એટલામાં મસ્તકના એક ઓરડામાં રણકાર થયો " કો કદર ગુજરાતની કરી ચાકરી હજી ગયો. " ખેર ! આજે નહિતો મરી ગયા પછી પણ કોઈ ' ખબરદારો, રાયદાઓ ' નહિ તો કોઇ રડયા ખડયા ' બેકારો ' બોલી ઉઠશે કે:–

હાયરે પૈસા તાણી તેડી બહુ તંગી ગયો,
ગુજરાત ગણગણેરા અરે સાહિત્યનો સંગી ગયો.
શોખીન તોડી શારદાની હાય એ જંગી ગયો.
પીચકારી મારી પાનની બાનો બધી રંગી ગયો.
'બેકાર' વીણ સાહિત્યમાં બાકો રહ્યા શું સાર છે ?
બંસરી બે સુર થઇ તુટયા વિણાના તાર છે.

(૨)

# વીસમી સદીની સંયુક્તા!

[કોઈએ વીસમી સદીની શકુંતલા લખી તો મને વીસમી સદીની સંયુક્તા લખવાની પ્રેરણા થઈ. તેરમી સદીના ચોહાણ અને રાઠોડ રજપુતોના ઈતિહાસનાં પાનાં ફાડીને આજે તમારી આંખો આગળ ઉપસ્થિત કરૂં છું. એટલે કે જો પૃથ્વીરાજ, સંયુક્તા ઈત્યાદિ પાત્રો આ વીસમી સદીમાં જન્મ્યાં હોત તો ઇતિહાસ કેવા પ્રકારનો રચાત તેની કંઈક ઝાંખી કરાવું છું. 'બેકાર']

"ભૈયાજી જાવ તુમારે મહારાજ કો જાકે યેહ ટપાલ દેદો!"

"બહુત અચ્છા" કહી વિલાસ મેન્શનના દ્વારપાળ ભૈયાજીએ પોસ્ટમેન પાસેથી કાગળો લીધા. પોસ્ટમેન ગયો અને ભૈયાજી લીફ્ટમાં બેસી ત્રીજા માળાના દિવાનખાનાના પ્રવેશ દ્વાર પર ઉપસ્થિત થયા. કડક અસ્ત્રીદાર પાટલુન અને ખાસ પેરીસથી ડ્રાયક્લીન કરાવી આણેલા ચકચકીત કોલરવાળા ખમીશ સહિત ન્યુ દિલ્લીમાં આવેલા પોતાના વિલાસમેન્શનના ભવ્ય દિવાનખાનામાં એક સોફાપર પડ્યા હતા. મહારાજ પૃથ્વીરાજ સીગરેટ ફુંકતા હતા ને ટાઈમ્સ ઓફ ઇંડીઆના પાનાં ઉથલાવી ચીનાઇ વિગ્રહનાં ચિન્હોનું બારીક દૃષ્ટિથી અવલોકન કરતા હતા એટલામાં ભૈયાજીએ પ્રવેશદ્વાર પર બટન દબાવ્યું જેથી ટેબલ પર મુકેલી ઘંટડી વાગી. મહારાજે પોકાર કર્યો,

"કોણ છે?"

"જી મહારાજ! મેં આપકા અદના સેવક કિષ્ના પ્રસાદ"

"અત્યારે શું કાર્ય છે?"

"ડાકમન આપકી ટપાલ દેગયા હે વોહ આપકે સ્વાધિન કરનેકો આયાહું"

"લાવ જલ્દી લાવ!" ભૈયાજી ટપાલ આપી સ્કાઉટની ઢબે સલામ કરી રૂખ્સત થયા. મહરાજે એક સોનેરી હરફવાળું ફર્સ્ટ કલાસ પોકેટ પ્રથમ ખોલ્યું તો તેમાંથી નીચે પ્રમાણે પત્ર નીકળ્યો.

સંયુકતા વિલા,
**કનોજ**, તા......

"વિરહાગ્નિમાં પ્રજળેલાં પ્રેમી પંથીઓને દિવસ,
માસ કે સનનું ભાન કયાં હોય છે?"

"માઇ ડીયર પૃથુ! આપ ખરેખર આ અવનિમાં તો અત્યારે કામદેવના અને સાથે ભીમદેવના પણ અવતાર છો. પ્રોફેસર રામમુર્તિએ એક સાંકળ તોડી ત્યારે આપે બે સાંકળો સાથે તોડી નાંખી! તેણે બે મોટરો અટકાવી ત્યારે આપે બે આગગાડીઓ અટકાવી! આવી આવી આપની વીરતાનાં કેટલાંએ વૃત્તાંતો ટાઇમ્સમાં વાંચ્યાં ને બૉયસ્કાઉટના આપ સેનાપતિ થયા ત્યારનો આપનો ફોટો નિહાળી બસ તમારીજ ઝંખના કરૂં છું! હું તમારા પ્રેમમાં પાગલ બની છું! જો કે આપ મારા પિતાજીના તો મસિઆઇભાઇ એટલે મારા કાકા લાગો, છતાં પ્રેમમાં પાગલ બનેલાં પ્રાણીઓને સગાઇના સંબંધની શી જરૂર? હું મનથી તમનેજ વરી ચૂકી છું, માટે આવીને મને કોઇ પણ પ્રકારે મારા પિતાના બંદીખાનામાંથી મુકત કરો! સ્વયંવરની તૈયારીઓ થાય છે પણ મારૂં મન તો આપમાંજ ચોંટયું છે માટે સત્વર ને તત્કાળ મોટર કે વિમાનમાં આવી મારો ઉદ્ધાર કરી પૃથ્વીરાજના નામને તથા રાજપુત ગુણને સાર્થક કરો!

લી. આપની સહાની,
**સંયુકતા**

તે ભુતકાળની ભત્રીજી અને ભવિષ્યની મીઠી મહોરદાર."

તા. ક:-આપ ઘર પ્રવેશની ફરીઆદ થવાની ધાસ્તી રાખશો નહિ; કારણ કે આપણા ધાર્મિક ઈંડીઅન પીનલકોડના ઘડનાર મિ. કૃષ્ણભગવાને ઓખાહરણ અને સુરેખાહરણનાં બે ઉદાહરણો ભવિષ્યની પ્રજાને સંકટ સમયે સાંકળ રૂપ બને એટલા માટે યોજ્યાં છે જેથી એ એ કલમોને આધારે આપણે નિર્દોષ જાહેર થઇશું.

પત્ર વંચાઇ રહેતાં, "ધન્ય છે રાજબાળા" એટલા શબ્દો ઉચ્ચારતાં મુછપર હાથ નાખ્યો, પણ અફસોસ! સત્યાનાશ જાય ઓલ્યા રૉયલ હેરકટિંગ સેલુનવાળાનું કે તેણે મુછને તો આજે સવારમાંજ પદભ્રષ્ટ કરી હતી! જેથી ઝંખવાણા પડેલા દિલ્લીના સમ્રાટ કિલનશેવના ઉત્પાદકોને લુકીંગ ગ્લાસમાં ( આઇનામાં ) નિહાળી શ્રાપ દેતા હોય એવું મોઢું કરી કંઇક બડબડયા ને ઝટપટ ચીરૂટના એક બે દમ મારી ટાઇપ રાઇટીંગ સ્ટૂલ પર બેસી એક પત્ર ટાઇપ કરવા લાગ્યા. દસ મિનીટમાં પત્ર પૂરો થયો. પૅકેટમાં પૅક કરી ટીકીટ લગાવી ચાંપ દબાવી કે ઘંટડી વાગતાં "યસ સર !" કરી બૅાય હાજર થયો. તેને હાથના ઇશારાથી બોક્ષમાં કાગળ નાખવા કહ્યું. બૅાય સલામ કરી રવાના થયો.

બીજે દિવસે મોર્નિંગમાં કનોજના સંયુકતા વિલાના મધ્ય ભાગે શોભી રહેલા ભવ્ય ડ્રોઇંગ રૂમમાં મિસ સંયુકતા કેક, બિસ્કીટ સહિત ટીને ઇન્સાફ આપી રહ્યાં હતાં. એટલામાં સેવિકાએ આવી પોસ્ટમાંથી આવેલો તાજો પત્ર આપ્યો. પરબીડીઆ પર "ફ્રોમ ન્યુ દિલ્હી" વાંચતાંજ રોમાંચ ખડાં થયાં, ચાહના અધુરા કપને ટિપોય પર મુકી કવર ફાડી પત્રને આંખે લગાવી, એક મધુરું ચુંબન કરી ચસ્મા ચઢાવી પત્ર વાંચવાનો આરંભ કર્યો.

"પ્રિય સંયુકતે! વિકસેલા કમળની સૌરભ્યના આમંત્રણને ન ગણકારનાર કોઇ કમભાગ્ય ભ્રમર હશે? દિપકનું આવ્હાન છતાં તે

પર પ્રાણુ નીચ્છાવર ન કરે તે કોઇ શુદ્ર પતંગ હશે, મદારીની મોરલી પર તો મારા જેવા મણીધર નાગજ ડોલી શકે, ડેંડવાનું એ કામ નહિ! ત્હારા જેવી સુશિક્ષિત નારી મારી થાય એ મ્હારાં અહોભાગ્ય! કહે છે કે શિવજી કૈલાસ પર બિરાજ્યા છે અને ઇસુ ખ્રિસ્ત ચોથા આસ્માન પર બિરાજ્યા છે; પણ તારા પ્રેમમાં મસ્ત બનેલો એવો હું શુદ્ર માનવ તે કરતાં પણ ઉચ્ચ સ્થાને પહોંચ્યો છું, એમ મારૂં મન સાક્ષી પુરે છે. અસલના રજપુતો તલ્વારના સોગન ખાઇને કહેતા હતા તેમ હું મારા સ્પેશિઅલ બૅટના સોગન ખાઇને કહું છું કે જ્યાં સુધી મારા ખોળીઆમાં જાન છે, મોઢામાં પાન છે, અને પાનમાં ઝીનતાન છે; ત્યાં સુધી હું તારો ઉદ્ધાર કરવામાં પાછી પાની નહિજ કરૂં! પ્રિય ગુલ! ત્હારી ખાતર પ્રાણાર્પણ કરવા આ બુલ બુલ ખાસ સાઇકલ લઇને તને પત્ર મળશે તે રાતના બાર વાગે હાજર થશે. વધુ શું લખુ! એક એક સેકંડ મને એક એક લીપવર્ષ (૩૬૬ દિ૦) જેવી ભારે છે! ત્હારો ફોટો નિરખી તે ફોટો કાઢનાર તારાપોર સ્ટુડીઓવાળાની ખુશ કિસ્મતી પર મુબારકબાદીનો વાયરલેસ ટેલીગ્રાફ બારોબાર બીન્ગે કરી દીધો છે. ખરેખર! આવતા કળા પ્રદર્શનમાં ત્હારા ફોટાના પ્રતાપે તારાપોર સ્ટુડીઓવાળાને હજારોનું ઇનામ મળશે એવી મારી કળા નિપુણ આંખો સાક્ષી પુરે છે. બસ હવે તો દિલ કાબુમાં નથી રહેતું ઉછળીને બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે પણ ગળામાં કૉલર ઉપર નેકટાઇની ગાંઠ સજ્જડ વાળી છે. જેથી બહાર નીકળી શકતું નથી! અને કદાચ સંયોગાઇને નીકળવાનો પ્રયત્ન કરે તો મોમાં લાકડાનાં ઠુંઠા જેવો મોટો રંગુની ચીરૂટ ઘાલી રાખું છું તે એને અટકાવવા ખાસ પેહેરેગીરનું કાર્ય

બજાવે છે ! ફક્ત કાગળ મળ્યા પછી બાર કલાકમાં આ દાસ ત્હારા ચર્ણોમાં હાજર થશે. આવે છે ફક્ત એકજ નાઇટ સારૂ કનોજના રાજ મહેલમાં ખાસ કનોજની રાજ કુંવરીના આમંત્રણને માન આપી તેના મનરંજન અર્થે દિલ્લીનો સમ્રાટ પૃથુરાજ ચોહાણ !

વધુમાં રૂબરૂ.

લી૦ ત્હારો સદાનો,

પૃથુ

તે ભૂતકાળનો કાકો અને ભવિષ્યનો ભરથાર.

પત્ર વાંચી સંયુક્તા હર્ષઘેલી થઇ પિયાનાપર આનંદ ગીત લલકારવા લાગી—

આજે આવશેરે લટકાળો પૃથુ પ્યારો;
લટકાળો પૃથુ પ્યારો, તે સર્વ નરોથી ન્યારો—આજે૦

એટલામાં બેચાર દાસીઓ દોડી આવી અને બાઇ સાહેબને પૂછવા લાગી.

"બાઇ સાહેબ આ શું ? કોઇ સાંભળશે ને ફાધરને ખબર આપશે તો મોટી પંચાત થશે ! કારણ કે પૃથુ સાથે ફાધરને અંદરખાને અણબનાવ છે !"

"તેમાં મારે શું ? પપ્પા તો શરીરના માલિક છે કંઇ દિલના નથી. દિલ જેને ચાહે તેને કોણ રોકનાર છે ?"

"પણ પિતાજીનો ગુસ્સો ભારે છે ! તે દિવસે ગુસ્સામાં એક લાત મારી ફુટબોલને ફાડી નાખ્યો તો તમારો કે પૃથુનો શો હિસાબ ?"

"પૃથુરાજની વીરતા હું જાણું છું ! આજે સારાએ હિંદની રાજપુત ટીમને ચેમ્પીઅનશીપ અપાવનાર એ— ધરખમ ખેલાડી છે !

જોયુંને ગઇ સાલ ગેલા મહંમદ ઘોરીને એકજ બૉલમાં આઉટ કરી દીધો ! જેથી તે બિચારો ઓવર કોટમાં મફલરની જગ્યાએ દાઢી છૂપાવતો કાબુલ જીમખાના પ્રતિ પ્રયાણ કરી ગયો તો પપ્પા એના આગળ શા હિસાબમાં ?”

“પણ બાઇ સાહેબ કાલે તો સ્વયંવર છે અને એ તમારો પૃથુતો આવ્યો પણ નથી ! પછી કોની સાથે વરશો ? એના બાવલા સાથે ?”

“હા, હા ! ચબાબલી તું તારે જોયા કરજે કે હું કોની સાથે વરૂં છું. હા ! હા ! પણ ચાલો તમે બધી એ મ્હારો પ્રાણ પ્યારો ને આંખોનો તારો ગજ ગમનો ગજે ચઢીને આવે ને ભલી ભલી બાનુઓના ભાન ભુલાવે ! ત્યારે એનો સત્કાર કરવા એક આવકાર ગીત અત્યારથી પ્રેક્ટીસ કરી મારી સાથે તૈયાર કરો ! નામરજી છતાં માલિકની મરજીને આધિન થઇ બધી દાસીઓ ફીડલ લઇને તૈયાર થઇ અને સંયુકતાએ પીયાના પર જઇ ગાયન લલકારવા માંડયું.

“ધન ભાગ્ય અમારા આંગણુ આવ્યા દિલ્હીના શીરતાજ
વધાવો આજ ફુલની છાબ ભરીને રાજ ધન૦

સાખી.

રજપુતના કેપ્ટન અમારે આંગણે આવ્યાં,
ડીરીટ દેવા દુશ્મનોને લાગ છે ફાવ્યા.”

એટલામાં એક દાસી દોડતી આવી અને સયુકતાને કહેવા લાગી કે “પિતાજી ! આપને એકાંતમાં મળવા માગે છે.”

હાય અફસોસ ! રંગમાં ભંગ થયો ! દાસીઓ તો ગુપચુપ નીકળી નાઠી એટલામાં એક હાથમાં એડીપોલો સ્ટીક તથા બીજા હાથમાં હેટ સહિત મંદમંદ હાસ્ય કરતા કનોજના પ્રતાપી મહારાજા જયચંદ રાઠોડ પોતાની કુંવરી સંયુકતાના આરામ ગૃહમાં પધાર્યા.

સંયુક્તા નીચું મુખ કરી ઉભી રહી હતી તેના શીરે મમતાથી હાથ ફેરવતા મહારાજ બોલ્યા.

"પુત્રિ સંયુક્તા! તું જાણે છે કે કાલે સવારે સ્ટા. ટા. ૭ા વાગે તારો સ્વયંવર છે; તો તને મારે ખાનગીમાં એટલીજ સુચના આપવાની કે ત્હારે દિલ્લીના દગાબાજ પૃથ્વીરાજ સિવાય કોઇને પણ વરમાળા પહેરાવવી જો કે તેને સ્વયંવરમાં દ્વારપાળનું હલકું કાર્ય સોંપેલું હોવાથી તે આવવાનો નથી પણ તેનું સ્ટેચ્યુ ઉભું કર્યું છે. એ રખે તું એના સ્ટેચ્યુના ગળામાં વરમાળા પહેરાવતી! મને એનાપર સંપુર્ણ ક્રોધ ચઢ્યો છે તેનું કારણ એ છે કે જો મારા નાનાની ગાદી પર એ ચઢી બેઠો છે ને હું જોયા કરૂં? માટે બાપુ મારી સુચના તારી ડાયરીમાં નોંધી ધ્યાનમાં રાખજે નહિતર મારો ગુસ્સો ખરાબ છે!"

આટલી સુચના આપી જયચંદ મહારાજ ચાલ્યા ગયા. હવે સયુંકતા તો ચિંતાના ચકડોળે ચઢી આખો દિવસ ચિંતામાંને ફિકરમાં પસાર થયો. ખાવા પીવાનું પણ ભાન ન રહ્યું. રાત્રિ પડી ને ઇલેટ્રીકની રોશનીથી દિવાનખાનું ઝગઝગી ઉઠ્યું. અને ઇલેટ્રીક ફેનની મધુરી લ્હેરો એના શરીરને લાગી ત્યારે જાગૃત થતાં ભાન આવ્યું કે "આ તો રાત્રિ થઇ!" ઝટપટ નાહી ધોઇ નાઇટ ડ્રેસમાં સજ્જ થઇ અભિસારિકા રૂપે ત્રીજા માળની બારી ઉપર પોતાના પ્રિયતમની માર્ગ પ્રતિક્ષા કરવા લાગી. પણ વિયોગની કાળિ રાત્રિ નો દુકાળમાં અધીક માસ પ્રમાણે લંબાતીજ ચાલી. અંતે ક્લૉક ટાવરમાં ધન...ધન...ધનન...ધન બાર ટકોરા થયા એટલામાં મોટર સાઇકલ આવવાનો ખડખડાટ સંભળાયો સંયુક્તા ચપળ હરણી પ્રમાણે માળ ઉપરથી ઉતરી બગીચાના આગળના પ્રવેશ દ્વારને બદલે પાછળના દરવાજે જઇ સીટી મારી એટલે મોટર

સાઇકલવાળો એક ઝાડના ઓથામાં સાઇકલ છુપાવીને તે તરફ ગયો. બંને પ્રેમી ઉંચા દિલે મળ્યાં. તે અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા. પાંચ મીનીટમાં વાર્તાલાપ કરી છુટાં પડયાં ત્યારે પુરૂષના મૂખમાંથી દબાતા સ્વરે એટલાજ શબ્દ સંભળાયા–

"તું જ્યાં મારા બાવલાના ગળામાં વરમાળા પહેરાવીશ કે હું તને ઉંચકીને સાઇડકારમાં બેસાડીશ પછી એકદમ પલાયન થઇશું. હું પ્રથમથીજ ત્યાં ભીખારિના વેષમાં આવીને ઉભો રહીશ. મ્હારા સિપાઇઓ પણ આવી ગયા છે. ગામ બહાર ઝાડોની ઘટામાં તેમની લોરીઓ તૈયાર છે, તેઓ "રઝાક બેન્ડવાળાના ડ્રેસમાં સ્વયંવર સમયે બેન્ડ વગાડવા હાજર રહેશે; પછી આપણે પલાયન થયાં કે તેઓ આપણો બચાવ કરવા તૈયાર થશે."

આટલું કહી તે યુવક છુટો પડયો બીજે દિવસે મોર્નિંગમાં તો સ્વયંવર મંડપ આગળ બેન્ડના મધુર સૂરથી આકર્ષાઇને લોકોનાં ટોળેટોળાં એકઠાં થયાં, જુદા જુદા દેશના મહારાજાઓના વિવિધ પોશાક અને ઠાઠામાઠથી પ્રેક્ષકો તો અંજાઇ ગયા! બરાબર સ્ટા. ટા. ૭ાા વાગે તોપનો ધડાકો થતાં સીમલાની ટેકરી ઉપરથી સરર.........સપ કરતા વૉઇસરોય રીડીંગ સાહેબ આવી લાગ્યા. સર્વત્ર શાંતિ પથરાઇ. સામસામા ઉપકારનાં ભાષણો અપાયાં. પછી રાજ કન્યા સ્ટ્રેટ લાઇનમાં ગોઠવાએલી ખુરસીઓમાં પડેલા રાજવીઓ તરફ વળી સાથે મશહુર બેરિસ્ટર પેસ્તનજી પાપડવાલા પણ સર્વ મહારાજાઓ સાથે સંયુકતાને ઇન્ટ્રોડયુસ કરાવવા આગળ વધ્યા. કોઇની તારીફમાં જણાવ્યું કે "આય મહારાજા ધન્નાજ ઉદાર છે! એવને વિલાયતમાં એક મીસીસને ૪૫ લાખના ચેકનું દાન કર્યું ઉતું! અને ઓલ્યા દુર બેથા છે એવન મહારાજા



**વીસમી સદીની સંયુક્તા પાનું ૧૪.**

મહારાજા જયચંદ્ર રાઠોડ પોતાની કુંવરી સંયુક્તાના આરામગૃહમાં પધાર્યાં.

તો એવા સખાવતી નર છે કે એક નાયકાને માટે આખી ગાદી છોરી દીધી! મને તો એમ લાગેચ કે એવન મહારાજા ભરથરીના ખાનડાનના ફરજંડ હોવા જોઇએ! આ વલી ત્રીજા નંબરે ઉંચા ટોપાવાલા મહારાજા બેઠાચ એવનના બાપાવાઓ તો રાજીસ ચપ્પુથી વાઘને ચીરી નાંખતા પન એઓશ્રી એવા દિલેર છે કે બબ્બે હાથથી તલ્વારબાઝી રમેચ પન એક કુતરૂં સરખુંએ મરતું નથી! વલી એમની બાજુમાં પેલા ઉઘારા માથાવાલા ચોકરી બોરના ગોલ્લા જેવા મહારાજા છે. તેવન ઇંગલેંદમાં મેચ રમવા ગીયા ત્યારે એક એવો ફ્તકો લગાઇવો કે ચારસો ફીત ઉંચા લંદનના કલૉક તાવરના કાચને ફોરી નાંખ્યો; જેથી લંદનના તમામ બૈરાંને માતીરાઓએ એવનને ફુલ ને પીપરમીતની તીકરીઓને ચૉકલેતથી વઘાવી લીધા! વલી એમની બાજુમાં પેલા મુછના આંકરાને કૉસ્મેતીક લગારાને બકરીનાં સીંગરા જેવા અનીદાર બનાવી બેઠાચ એવન પૅરિસમાં જઇને ઇંદિયન દેન્સની એવી અચ્છી કલા બતાવેચ કે ત્યાંના પોરીયાંને બૈરાંઓ તો મધપુરાપર મધમાખીઓ માફક એવનનાં આજુબાજુ ભમ્યા કરેચ! અને વલી તેમની પેલી ગમ લંબતગા રાજ બેથાચ એવન તો મચ્છી મારવામાં એવા હુંસીયાર છે કે સને ૧૯૨૨માં મહત્મા ગાંધીજીની અહિંસાત્મક અસહકારની ચરવર જોસભેર ચાલતી ઉતી ત્યારે ખાસ મચ્છી મારવામાં એકસપર્ત તરીકે એમને મહાસભા તરફથી નોબલ પ્રાઇઝ ઇનાયત થયું ઉતું! હવે છેવટમાં આય દરવાજનબહાર સ્તેચ્યુ ઉભું કરેલુંચ તે દિલ્લીના મહારાજા પૃથ્વીરાજનું છે એવન વલી એવા ખરખમ ખેલારી ને સારા સોજ્યા બોલર છે કે ગઇ સાલ કાબુલ ટીમવાલા મહંમદ ઘોરીને એકજ બૉલમાં આઉત કરી દીધો!” આટલું કહી બેરિસ્ટરે છુટકારાનો દમ લીધો.

સંયુક્તાએ પૃથ્વીરાજના બાવલાના ગળામાં વરમાળ પહેરાવી દીધી એટલામાં તોપનો ધડાકો થયો હોય તેમ બધા રાજાઓ ચોંકયા અને કપાળમાં કરચલીઓ પાડતા ખુરસીઓમાં ઉઠ બેસ કરવા લાગ્યા. એટલામાં તો બહારના પ્રેક્ષક વર્ગમાંથી એક ભિખારી આવ્યો અને સંયુક્તાને બાથમાં ઘાલી નાઠો. વાજાંવાળા ઓએ પોત પોતાનાં હથિયારો કાઢી મહારાજાઓના ટોળાને બહાર નીકળતું અટકાવ્યું ! મહારાજા જયચંદે પાછલા દરવાજેથી નીકળીને પોતાની સ્પેશિઅલ રોલ્સરોઇસકારમાં બેસી ભિખારીની પુઠ પકડી. ભિખારી તો સાઇડકારમાં સંયુક્તાને બેસાડીને દીલ્લી તરફ પૂરપાટ આગળ વધ્યો. સાથે સાથે હેંડબીલ પણ નાખતો ચાલ્યો જેમાં લખ્યું હતું કે,

"મારી પુઠ પકડવામાં સાર નથી કારણ કે હુંજ પોતે દિલ્લીનો સમ્રાટ પૃથુરાજ છું."

હવે પૃથ્વીરાજના સિપાઇઓ પણ સ્વયંવર મંડપ આગળથી ખસીને નાઠા અને ગામ બહાર લોરીઓમાં સ્વાર થઇ પોતાના રાજાનું રક્ષણ કરવા દિલ્લી તરફ દોડયા. તેમની પાછળ જયચંદનો સેનાપતિ પણ પોતાના ચુનંદા સોલ્જરો સાથે લૉરીઓમાં સીંચાઇ તેમની ઉપર આક્રમણ કરવાને ધસ્યો. ખુબ ઝપાઝપી થઇ હજારો ગોળીબાર થયા પણ એકે મનુષ્યનો ઘાત થયો ન હતો કારણ કે એ સોલ્જરોએ યુનીવર્સલ ફિલ્મ કંપની પાસે વીમો ઉતરાવ્યો હતો. તમારા જોવામાં આવ્યું હશે કે યુનીવર્સલના ફિલ્મોમાં એક એક એકટરને ડઝન બંધ ગોળીઓ મારવામાં આવે છે તો પણ તે મરતો નથી ! " અહીંઆં પણ આમ બાબત છે." ત્યારે આગળ રસ્તામાં પૃથ્વીરાજ તથા સંયુક્તાની નિકટમાંજ જયચંદની મોટર આવી લાગી. એક બે મિનીટમાંજ પૃથ્વીરાજ

સપડાશે એવી ધાસ્તી હતી. પણ એકા એક પંચર પડવાથી જયચંદની મોટર અટકી પડી અને તે પ્રેમી યુગલ દિલ્લી તરફ પુરપાટ આગળ વધ્યું. એટલામાં જયચંદનું લશ્કર આવી પડયું તેણે હુમલો કર્યો. પણ જયચંદે હુકમ કર્યો કે "હવે દુશ્મનની સરહદમાં આગળ વધવાની જરૂર નથી માટે એકદમ પાછા વળો એબાઉટ ટર્ન !" જયચંદના સોલ્જરો "દ્રાક્ષતો ખાટી છે" એવો અભિપ્રાય આપી પાછા વળેલા શિઆળ જેવું ડાચું કરીને ઘર ભેળા થયા.

આ બનાવને એકાદ અઠવાડીઉં વીતી ગયું હતું. પૃથ્વીરાજ તો હવે સંયુકતામય બની ગયો હતો. ઘણા દિવસના આતુર હૃદયો એક થયાં. દ્વય હૃદયોનું રસાયણી મિશ્રણ એવા ઉત્તમ પ્રકારનું થયું કે તાંબાને જસતમાંથી ઉત્પન્ન થએલું પિત્તળ કે દૂધને છાસના સમાગમથી ઉત્પન્ન થતા દહીં કરતાં પણ વિશેષ ગાઢ. બસ હવે પૃથ્વીરાજને સંયુકતા વગર સારી દુન્યા શુન્યવત ભાસવા લાગી. ઘણી વખતે દિલ્લીનો એ છેલ્લો રજપુત સમ્રાટ ઉંઘમાં પણ ગણગણતો કે-

"જ્યાં જ્યાં નજર મારી ઠરે મુર્તિ ખડી ત્યાં આપની."

દિવસો જતાં સંયુકતાની સ્નેહ શૃંખલામાં જકડાએલો એ વીર યોદ્ધો દરબારમાં જવાનું પણ વિસરી ગયો તો પછી રૈયતની સંભાળની કોને પડી છે ? દિલ્લીમાં જ્યારે આ હિસાબે વાત હતી, ત્યારે રાજા જયચંદ તો જર્મનીથી સ્પેશિઅલ ઝેપલીન મંગાવીને ઉડયો ને સીધો કાબુલના ઘોરી શાહના મોભારાપર ઉતર્યો. તેમને હિંદમાં આવવાનું આમંત્રણ કર્યું. જેથી ટુંક સમયમાં કાબુલી ટીમ મજબુત ખેલાડીઓ સહિત પાણીપતના પુરાણા ગ્રાઉન્ડ પર આવી પુગી. રજપુત ટીમના કેપટન મી૦ ચોહણ પર ટેલીફોન કર્યો કે.

"અમે મેચ રમવા આવી લાગ્યા છીયે; માટે તમે તમારા ખેલાડીઓને લઇ સત્વર હાજર થાઓ !"

પૃથ્વીરાજ મોહ નીદ્રામાંથી જાગૃત થયો; પણ ઘણા દિવસથી પ્રેકટીસ છોડી દીધેલી હોવાથી મનમાં ગભરાયો કે "વખતે હારી જવાય તો ?" સંયુકતા પૃથ્વીરાજાને કંઠે વળગી પડી.

"ડીયર ! મ્હને છોડીને આપ શું મેચ રમવા જશો ?આપનો વિયોગ મ્હારાથી કેમે કરીને સહન નહિજ થાય ?"

ત્યારે સમ્રાટ પૃથુરાજ આંખમાંથી વિયોગનાં આંસુ અને નાકમાંથી દીલગીરીનું સળેખમ ટપકાવતા બોલ્યા.

"પ્રિયા !શું કરૂં ?મારૂં મન માનતું નથી પણ હું રજપુત શીરોમણી સમ્રાટ ચક્રવર્તી ભૂપતિ કહેવાઉં ને એવી એક સાધારણ ટીમથી ડરી જઇ મ્હારા ફાઇવ સેન્ચ્યુરી બેટને લાંછન લગાડું ? તુ મ્હારો ફોટો નિહાળીને થોડાક કલાકનો વિયોગ સહન કરજે ! અને એક હિંદની મહારાણી તરીકે તારે એટલો ભોગ દેવોજ જોઇએ ?"

ફેજરલ સુરની પેટીનાં પંચ સ્વર જેવા મધુર અવાજે મહારાણી સંયુકતાં ટહુકયાં

"રાજવી !શું આપણી રજપુત ટીમમાં આપના સીવાય બીજો કોઇ રાજા કેપ્ટનશીપને યોગ્ય નથી ?"

"છે. અને તે તારા પિતાજ; પણ ને તો કાબુલી ટીમમાં વિકેટકિપર તરિકે જાહેર થયા છે. મને અફસોસ એજ થાય છે કે હિંદનો એવો ધરખમ ખેલાડી કાબુલી ટીમમાં મળી ગયો ? શિવ ! શિવ ! શિવ ! ખરેખર ? રજપુતોની હૃદય ભાડીમાં આજે કુસંપની ભરતી વેગપૂર્વક વધતી જાય છે ! થોડા દિવસમાં એનાં મોજાં સારાએ હિંદમાં ફરી વળશે. !"

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી ટારીરીંગ...ટીરીરીંગ...એલાવ

"આપ કોણ છો?"

"હું આપનો સેંકડબોલર ચંદબારોટ"

"શું કાર્ય છે?"

"હજુ કાર્યની પણ ખબર નથી? રજપુત જીમખાનામાં તરખાટ મચી ગયો છે કે હજું કેપ્ટન સાહેબ કેમ નથી આવ્યા? માટે સત્વર પધારો નહિતર આપણું નાક કપાશે!"

"આઇ એમ વૅરી સૅારી! તબીઅત સીક હોવાથી હાથમાં બેટ પણ પકડી શકાય એમ નથી!"

"તે નહિ ચાલે! અમે ફક્ત તમારા દર્શનનાજ ભૂખ્યા છીએ. એ કાબુલી પ્લેઅરોને કેમ ચાટ પાડવા તે આપણા ખેલાડીઓ સારી રીતે જાણે છે; પણ આપની હાજરી વગર કંઇ બની શકશે નહિ માટે કમસુન! જલ્દી પધારો!"

"જેવી આપની ઇચ્છા! આવું છું!"

ભૂંગળું પડતું મુકી સંયુકતા પાસે ક્રિકેટ ડ્રેસ (બખ્તર) મંગાવીને ધારણ કર્યો. સંયુકતાએ પતિના કંઠમાં વિજયમાળા પહેરાવીને કપાળ પ્રદેશ પર શુભ ચિન્હના સ્મારકરૂપ આર્ય જનોના આભુષણ રૂપ કુમકુમ તિલક કર્યું ને આ યુધ્ધમાં તલ્વારને ઠેકાણે બૅટ અર્પતાં એક વીર રજપુતાણીને છાજતી વિદાયગીરી આપી:—

"રણઘેલા મારા રાજવી સિધાવોજી રણવાટ!"

છેવટે સ્નેહાલિંગ અર્પિ દિલ્હીનો છેલ્લો રજપુત સમ્રાટ પાણીપતના ગ્રાઉન્ડ તરફ સિધાવ્યો. પાણીપતના ગ્રાઉન્ડપર લાખો પ્રેક્ષકોની મેદની જામી હતી. પૃથ્વીરાજની મોટર રજપુત જીમખાના નિકટ આવતાં

"હીપ હીપ હુરરે ! વંદેમાતરમ્ ! અને હરહર મહાદેવ !"ના ધ્વનિથી આખું મેદાન ગાજી ઉઠયું.

બીજી બાજુથી "અલ્લાહો અકબર"ના પોકારો થતાં કાબુલી ટીમના પ્રચંડ કૅપ્ટન મિ૰ ઘોરીશાહ મેદાનમાં આવ્યા. ટોસ ઉછાળ્યા પછી મુસ્લીમ કૅપ્ટન મિ૰ ઘોરીશાહે પોતાના પ્લેઅરોને ફિલ્ડીંગમાં ગોઠવ્યા એટલે હર્ષના પોકારો અને તાળીઓના ગડગડાટ સહિત પહેલી પેર મેદાને પડી. મિ. ઘોરીશાહે ઘોર ગર્જના કરી બોલનો મારો શરૂ કર્યો પણ સામા પક્ષ તરફથી સારો બચાવ થવા લાગ્યો. બીજી ઓવરમાં સેકન્ડ બોલર મિ. કુત્બુદ્દીને ચામડાનો કબજો મેળવ્યો ને પહેલાજ બોલે મજબુત વિકેટમાં ગાબડું પાડયું ! રજપુત છાવણીમાં શોકનાં વાદળ છવાયાં એટલામાં ત્રીજો પ્લેયર મેદાને પડયો તેને ત્રીજી ઓવરમાં મિ. ઘોરીશાહે કેચ કર્યો અને ચોથો આવ્યો તેને ચપળ વિટકી પર મિ. રાંડાકે કીસ આઉટ જાહેર કર્યો ! ( શેઇમ શેઇમના પોકારો થયા ) દિલગીરી ઉપર દિલગીરી છવાઇ.

એવામાં "સમ્રાટ દિલ્લી પતિ પૃથુરાજકી જય !"ના જયઘોષથી વાતાવરણ ગાજી ઉઠયું ને રજપુત ટીમના કૅપ્ટન મિ. ચોહાણ મક્કમ પગલે મેદાને પડયા. પણતેમની ભાગ્યદેવી મિ. ઘોરીશાહના હાથમાં કેદ થયેલી હતી, જેથી "યા અલી" ના ગગન ભેદી નાદ સહિત મિ. ઘોરીએ જ્યાં બૉલ ફેંકયો કે તરત વચલો સ્ટંપ ઉડી ગયો ! હાય અફસોસ ! કૅપ્ટનના હાથમાંથી બૅટ પડી ગયું ! ને કાષ્ટના પુતળા જેવા બની ગયા ? લોક લજ્જાના ભયથી અને રાજપુત કુળને કલંક ન લાગે એ હેતુથી પૃથ્વીરાજે હિરાની અંગુઠી ચુસી આત્મહત્યા કરી !

પાણીપતના ગ્રાઉન્ડ ઉપર હાહાકાર વર્તાઇ રહ્યા. મિ. ચંદબારોટ દોડયા અને મિસીસ ચોહાણને ટેલીફોન કર્યો. પણ મહારાણી રાજમહાલયમાં હાજર ન હોવાથી દાસી તે ટેલીફોન સાંભળીને તેની ખબર કહેવા બગીચા તરફ દોડી; કારણ કે પતિના વિયોગના વિરહાગ્નિથી ઉષ્ણ થયેલા શરીરને શિતળ કરવા અને ટેનિસના શ્રમથી ઉત્પન્ન થએલા પ્રસ્વેદને ધોઇ શરીરને સ્વચ્છ કરવા મહારાણી સંયુકતા સ્વીમીંગબાથમાં પડયાં હતાં તેમને જઈને દાસીએ શોકના સમાચાર કહ્યા જેથી "હાય પતિ!" એટલા દર્દનાક ધ્વનિ સહિત હાર્ટફેલ થઇ મરણ પામ્યાં! એકી સાથનાં એ બે મૃત્યુથી આખા દેશમાં શોકનું વાતાવરણ છવાયું. દરેક ગામડાઓમાં હડતાળો 'પાડી મરહુમ પ્રેમી દંપતિના આત્માઓને શાંતિ આપવા કાજે પ્રાર્થના કરવામાં આવી. ત્યારે ભાયખલા જુરી હાઉસવાળા મિ. બી, એન. આથવલેએ જુરરોના અભિપ્રાય સાથે સહમત થઇને જાહેર કર્યું કે અતિશય શોકનો પ્રસંગ ઉપસ્થિત થવાથી મરહુમે આપઘાત કર્યો છે ને મહુંમના શુદ્ધ પ્રેમનું સર્ટિફિકેટ જગત પાસેથી મેળવવા ખાતર પ્રેમના અતિશય વેગવહનથી રક્તવહન નષ્ટ થતાં હાર્ટ ફેલ થવાથી મરહુમનાં પત્નિનું મરણ નીપજ્યું છે! અહીં આવો ગંભીર મામલો હતો; ત્યારે બીજી તરફ કોઇ ઇંડીયન ફિલ્મ કંપની એ રાજદંપતિની દહન ક્રિયાની કરૂણ ફિલ્મનો ચિતાર લેવાની તૈયારીઓ કરી હતી, અને ત્રીજી તરફ દિલ્લીની મેઇન રોડપર કાબુલી ટીમ વિજય વાવટા ફરકાવતી!

"ચીનો અરબ હમારા હિંદુસ્તાં હમારા."

—વાળું ગીત લલકારી રહી હતી.! ખરેખર!

"અજબ તેરી કુદરત અજબ તેરા ખેલ."

કોઇ હે પાસ, તો કાઈ હે ફેલ!

( ૩ )

# કાના કાકાનો કૂળ દિપક.

આસરે સાડાચાર હાથ ઉંચા અને ભણી ગણીને પાતળ સોટા જેવા થઇ ગએલા હંમેશાં કોટ પાટલુન, કૉલર નેકટાઇ, બુટ મોજાં, હૅટ અને ચશ્મામાં સજ્જ રહેનારા અને દરરોજ દાઢી મુંછનું નિકંદન કાઢનારા આપણા કાના કાકાના કચરાભાઇ કેટલાએ વર્ષો થયા મોજીલી મુંબઇ નગરીમાં અંગ્રેજી અભ્યાસ કરે છે. ૦૫ ડઝન જેટલી વખત તો મેટ્રીકની પરીક્ષામાં બેઠા પણ પરિણામમાં સાયકલના ટાયર જેવડું મોટું મીંડું આવતું. તો પણ "કરતાં જાળ કરોળીઓ"ની કવિતા શીખેલા કચરાભાઇ છ વખત હાર્યા છતાં સપ્તમી સ્વારી કરવા માટે કવચ, બખ્તર સજીને શૂરવીર યોદ્ધાની જેમ મેટ્રીકરૂપિ રણસંગ્રામમાં ઝંપલાવવા તૈયાર થયા. એમની સ્મરણ શકિત તો એવી ઉત્તમ હતી કે પોતે કંઈ બોલે અને તે શું બોલ્યા ? એવું કોઇ ફરીથી બોલવાનું કહે તો જુદાજ શબ્દોનાં ભજીયાં એમનાં ભયંકર ભેજામાંથી તળાઇને નીકળતાં !

કચરાભાઇ સુરત જીલ્લાના કોસુંબાની નજીકના શેરડી ગામના વતની હતા. એમના તાડીના ઘડીઆ જેવા મોટા પેટવાળા પિતાશ્રી કાનાભાઇ ગામમાં મોટા પટેલ ગણાતા કારણ કે તેમને જમીન જાગીર પુષ્કળ હતી. તેઓશ્રી સ્વભાવે ભોળા પણ ક્રોધી હતા. કચરો તેમનો એકનો એક લાડકવાયો પુત્ર હતો એટલે તેનાપર તેના મા બાપનું હેત હંમેશાં ઢળી જતું. કચરાએ પોતાના પિતાના મનમાં તો એમજ ઠસાવેલું કે હું આ સાલ બેરિસ્ટરની છેલ્લી પરિક્ષામાં પાસ થઇશ.

કાનાભાઇ ગામમાં કોઇને ગણકારતાજ નહિ, કંઇ જરા વાત નીકળે કે પોતાના પ્રિન્સ કચરાભાઇ "બાલેસ્તર થયા છે ને મેંમઇમાં મોટી મોટી કચેરીઓ ધમધમાવી મુકે છે." એમ કહી બધા ગામડીઆઓને દમ ભરાવતા. ભોળા બિચારા ગ્રામ્યજનો તેમની આ ડંફાસો ખરી માનતા, ને કચરાભાઇની હોંશીયારીના રણસીંગાં ફુંકતા.

એક દિવસે સવારમાં ટપાલી એક કવર કાનાભાઇને આપી ગયો. કાનાભાઇએ કવર ફોડયુંને અંદરનો પત્ર ઉકેલવાને ઘણાં ફાંફાં માર્યાં પણ કંઈ સમજાયું નહિ! ગામમાં ચકલે જઇ કચરા પુરાણ ઉકેલ્યું.

"જોયું ભોણા પટેલ! મારો કચરો કેવો હુંશિયાર? કે એનો લખેલો કાગળ પણ મારાથી વેંચી હકાતો નથી." !!

"મ્હારો બેટો બહુ જબરો બાલેસ્તર પાકયો! ઘણાંએ વાંચ્યું પણ કોઇનાથી પુરેપુરૂં સમજાયું નહિં. આખરે ગામમાં વિદ્વાન ગણાતા મેલા નિશાળના 'પંતુજી' સાહેબ પાસે બધું મંડળ ગયું. કાનાભાઈએ મોટા સાદે કહ્યું.

"મેતાજીસાબ, લ્યો, અમારા કચરાનો કાગળ વેંચી આપો તો ખરા! મહેતાજી એ પણ કેટલાક તુમારોની ફાઇલો ઉથલાવેલી હોવાથી આવા કાગળને ગણકારેજ શેના? કાગળ વાંચવા માંડયો.

મુંબઇ તા. ૭-૭-૨૪.

પૂજ્ય પિતાશ્રી કનજીભાઇની પવિત્ર સેવામાં.

સુભસ્થળ શેરડી.

મુંબાપુરીથી લી. આપનો ખાકસાર, તાબેદાર, ખબરદાહ; હોશિઆર ચિરંજીવીના સાષ્ટાંગ દંડવત પ્રમાંગિકાર સ્વિકારશોજી. વિ૦ નિવેદન કે હાલમાં મારી પ્રકૃતી યત્કિચિંત શિથિલ રહે છે. કારણ કે અન્નેના નળના

જળને પ્રતાપે અપચો થયો છે. ચુરણ ફાકીને આંતરડાં ફુલાવી દીધાં છે. વિદ્યાભ્યાસ થઈ શકતો નથી; જેથી 'સીકિલ' ભોગવું છું. હવા ફેર માટે માથેરાન પ્રતિ પ્રયાણ કરવાના વિચારો ઉપસ્થિત થાય છે. માટે ઓછામાં ઓછા રૂા. ૨૦૦) અંકે બસ્સો રૂપિઆ તત્કાળ મોકલશો એજ.

લી૦ આપનો કૂલદિપક,

કે. કે. જાગીરદાર.

કાગળ વંચાતાં વંચાતાં કાનાભાઇ પોતાના ચિરંજીવીના આવા ભારે ભારે શબ્દો સાંભળી ખુશી થતા પણ છેવટે બિમારીનું જાણી દિલગિર થયા. વળી કે. કે. જાગીરદાર એ શબ્દોએ તો ભલા ગુંચવણ પેદા કરી માસ્તરે સમજાવ્યું કે કે. એટલે કચરાભાઇ કાનજીભાઇ. આ શબ્દો સાંભળતાં કાના કાકા ખૂબ ખીલ્યા. "વાહ! મ્હારે બેટે રંગ રાખ્યો હોં! પણ મેતાજી સાબ આ જાગીરદાર એટલે હું?" મહેતાજીએ કહ્યું તમારી પાસે વધારે જમીન. જાગીર છે. તેથી તમારા પુત્રે પટેલ અટક બદલીને જાગીરદાર રાખી છે. કાના ભાઇ હર્ષથી ફુલાઇ ગયા, એમનું પેટ તો દારૂના પીપની જેમ ફાટું ફાટું થયું. એ તો ડગલાને બાંધેલી કસો ઢીલી હતી તેથી ઠીક થયું, નહિ તો વખતે તુટી જાત! તેજ ક્ષણે કાનાભાઇએ મુંબઇ પત્ર પાઠવ્યો. બીજે દિવસે સવારમાં 'પોલ્સનની' ગરમા ગરમ કાફી પીને આપણા પુર્વ પરિચિત કે. કે. બેરિષ્ટર બેઠા હતા તેવામાં પોષ્ટમેને આવી કવ્વર આપ્યું તો તેમાં નીચે પ્રમાણે વિગત હતી.

મ્હારા વા'લા બેટા કચરા! તેં તો મ્હારી ઇકોતેર પેઢીનું નામ તારીયું છે. હવે તું બાલેસ્તર તો થઇ ગયો છું પછી નાહક ભણીભણીને શા હારૂ શરીરનું સરોડું કરી નાખે છે ત્હારો મીજાસ ખરાબ થઇ ગયો છે તો ગામ ચાઇલો અવાજે. અહિં આપણી ભેંહનું તાજું દૂધ,

ધી ખઇને વે'લે: વે'લો હારો થઈ જશ. હારો થયા પછી ત્હારે જંઇ જવું હોય તંઇ હવા ખાવા જજે પણ મારા દિકરા આ કાગર વેંચીને ઇસ્ટેશણે આવી પહોંચજે આપણો ગમલો બલગાડુ લઇને હોંમો લેવા આવશે ત્હારી બાના રોંમ રોંમ વાંચજે. હોમવારના દને કાગર લઇખો છે.

લી૦, તારા બાપા,

**કાનજીના જુવાર વાંચજો.**

પત્રમાં ગ્રામ્ય ભાષા નિહાળી કે. કે. બેરિષ્ટરને હસવું આવ્યું: પણ અભણ જાણી પોતાના પિતા પર દયા ખાધી. પોતાના ગામ જવા તૈયાર થયો. સ્કુલમાં રજાનો રિપોર્ટ ટપાલ મારફતે રવાના કર્યો. બીજે દિવસે મધ્યાન્હ સમયે શેરડીના કાનાભાઇના ઘરમાં મોટો "આનંદ ઉત્સવ હોય એમ આખું ગામ ટોળે વળ્યું હતુ. એક પટેલે કહ્યું કાનાભાઈ! તમારો કચરો તો જાણે બીજો સાબજ હોય તેવો લાગેય" કાનાભાઇ ખુશાલીમાં મોં મલકાવતા હતા. એકાદ બે ઘડી જેટલા કાળમાં સર્વેને ચાહ પાણી પાઇ રવાના કર્યા.

બધાં કચરાભઇ કાનાભઇનાં વખાણ કરતાં પોતપોતાને ઘેર ગયાં. પટલાણી તો પોતાના કુંવરના ઘડીએ ઘડીએ ઓવારણાં લેતાં. ફેશનને પોઝીશનમાં ફસી પડેલા 'ઉરાંગ ઉટાંગ' જેવા કચરાને આ બધો પ્રકાર ગમ્યો નહિ પણ બિચારો શું કરે ? વડિલોના ઉમંગને અટકાવવાની તેનામાં શક્તિ ક્યાં હતી ? તેની હેટ જોઇને નાનાં નાનાં બાળકો તો " ઓ ! સાબ આવ્યો !" કહી બીકનાં માર્યાં સંતાઇ જતાં.

કચરાભાઇ સાયકલ, પોકેટલેંપ વગેરે લાવેલા હતા; જેથી એ બધું જોઇ લોકો અજાયબ થતા અને કચરાને કોઇ પ્રભુનો અવતાર

હોય એમ માન આપતા. કાના પટેલ સાયકલની ઘંટડી વારે ઘડીએ વગાડતા ને લોકોને કહેતા; કે જોવો તો ખરા, આમારી બેટી બાઇસીકલ કેવી ટીંગ, ટીંગ, વાગે છે? એ તો મ્હારો કચરો બાલેસ્તર તેથી ઇનાપર બેહી શકે બાકી બીજા કોઇ હોય તો તરત ભોંય ગોથું ખાઇ જાય!

કચરાભાઇએ રાત્રે પોકેટલેંપમાં બેટરી ચઢાવીને ચાંપ દબાવી જેથી પ્રકાશ થતાં ઘરનાં સર્વે બ્હી ગયાં! કાના પટેલ તો ઓ મ્હારા બાપરે! ભૂત! કહી મોટે સાદે બરાડા પાડવા લાગ્યા. બધું ગામ લાકડીઓ અને હથિયાર લઇ ટોળે વળ્યું. બધાં સાથે મળી ધીમે પગલે આગળ વધવા લાગ્યાં. એટલામાં બેરિષ્ટર સાહેબે ચાંપ દાબી કે બધા ભડકીને નાઠા. સર્વેને બૂમો પાડી સમજાવ્યું કે

"ભાઇઓ નાસો નહિ; એ ભૂત નથી પણ વિજળીની બત્તી છે." બધા શાંત થયા કચરાએ તેને ખોલીને બધાંને બરાબર સમજણ આપી. બધા તાજુબ થયા અને કહેવા લાગ્યા કે "શાબાશ? અંગરેજ બચ્ચાને? કે તે આવી ભૂતને તાબે કરવાની દાબડીઓ પણ બનાવી શકે છે? પે'લાં બહુ મોટા મોટા રાજા થઇ ગયા, પણ આ અંગરેજ હરકાર જેવો હુંશિયાર રાજા તો કોઇ નહિ? હોંકે" એક ઓઘડ શંકરે કહયું.

આ વાર્તાલાપમાં પાછી કચરાભાઈની તારીફ ચાલી કે કાનાભઇએ મોટા સાદે બોલ્યું.

"મ્હારો કચરો લેસ્તર થયો; તે મોટા મોટા અંગરેજોને પણ હરાવી દેચતો!" બધાંએ કહ્યું, ભાઇ! "તમારા કચરાની તો આજકાલ આ આખી દુનિયોંમેં કોઇ જોડ નથી?" એક ઉંચા કુળવાન ગણાતા ગરબડભાઇ ગોટાળાભઇએ કહ્યું કે

"જો કાના પટેલ ખુશી હોય; તો કચરાભઇને હું મ્હારા જમાઇ બનાવું." કાના પટેલે ઘડીકમાં મુછો પર તો ઘડીકમાં પેટપર હાથ ફેરવતાં ફેરવતાં હા કહ્યું. પછી તો પુછવુંજ શું? આખા ગામમાં લગ્નની ધામધુમ થવા લાગી ગીતો ગવાવા લાગ્યાં, પનયારીઓ પનઘટપર ગંગાને ખીજવતી કે તું તો બાલેષ્ટરની બૈરી થઇ! ગંગા બિચારી શરમાઇ જતી. સદ્‌ગુણી અને સુશિલગંગા સ્વરૂપવાન હતી એટલે એ "જુગતનું જોડું" છે એમ ગ્રામ્યજનો અરસપરસ કહેતાં હતાં.

આપણા સ્વમુખેજ બેરિષ્ટર બનેલા કચરાભાઇ અહરનિશ નવાં નવાં વસ્ત્રો પહેરી ગામમાં ફરવા નિકળતા ચશ્માામાં આંખો ફેરવી ચોગરદમ જોતા જોતા ચાલતા હતા, ને સાથે સાથે પોતાની ફેન્સી હેંડ સ્ટીકને વાંઝતા હતા, મનમાં ને મનમાં લગ્ન થયા પછી મારી હ્રદયેશ્વરીને ફલાણા નાટકનું ગાયન ગાઇ બતાવીશ અને ફલાણા સિનેમાની એક્ટીંગ કરી બતાવીશ. તે વસ્લની પ્રથમ રાત્રિએ મને મળવા આવશે ત્યારે કહીશ કે—

"નખરાળી જોબનવાળી કોઇ બુલબુલને બોલાવો"

—પછી જ્યારે "**હાવભાવરસ ભેદ બતાવું**" વાળી લીટી ગાશે ત્યારે હું પ્રગટ થઇ કહીશ કે. "**અજબ સલુણી મા'રી મરઘાનેણી તેં વાલમ વશ કીધોરે**" એ અરૂણોદયનું ગાયન લલકારીશ, ત્યાર પછી જો એ રિસાશે તો હું—

"દાસ પરે દયા લાવોરે દયાળુ દેવી દાસ પરે દયા લાવો"

—ગાઇશ કે તે પ્રેમથી ઉછળી મને હેતથી ભેટશે; ત્યારે કહીશ કે હે મ્હારી કામદેવી! ત્હારા પ્રેમમંદિરનો આ પૂજારી ત્હારાં ચરણોપર આત્મભોગ

આપવા માટે હાજર થયો. ફક્ત તારી આજ્ઞાનીજ વાર છે! આટલા ભાષણ સાથે એકાદ શએર લલકારીશ કે:—

"ગોરૂં ગુલાબી વદન ત્હારૂં મદન જોર બતાવતું;
હસતું ખરે! રમતું ખરે! આ રસિકને મન ભાવતું."

એટલામાં એની વીંઝાતી લાકડી રસ્તામાં એક કુતરૂં પડેલું હતું તેને વાગી. કુતરાએ ડાઉં ભર્યું. કચરાભઇ વિચાર નિદ્રામાંથી ચોંક્યા અને 'માફ કરજો સાહેબ' કહ્યું. પણ કુતરૂં થોડું સમજે છે? તેણે તો ભસવા સાથે કચરાભઇના ઉપર ધસવા માંડયું. કચરાભાઇએ ક્રોધપૂર્ણ નયને કહ્યું "અરે! નીચ કુતરા અહિંથી ત્હારૂં કાળું કર! નહિં તો ત્હારા બુરા હવાલ થશે!" કુતરૂં જરા પણ ડર્યું નહિ એટલે બાલિસ્ટર સાહેબને સ્વરક્ષણ માટે લકડીપટે રમવા અખાડામાં ઉતરવું પડયું. હૅટ કયાંઇ ધુળ ચાટતી થઇ ગઇ, ચશ્મા એક કાન તરફ લટકી રહ્યા. એ યુદ્ધ વધારે લંબાત પણ ગામના કેટલાક લોકો આવી પડવાથી કુતરાને બહાદૂરી સાથે પાછું હઠવાની ફરજ પડી. ઝંખવાણા પડેલા કચરાભાઇએ તે મુંગે મોઢે ગૃહ પ્રતિ પ્રયાણ કર્યું, આ યુદ્ધની ચર્ચા ગામમાં એકાદ અઠવાડીયા સુધી ખુબ રસભેર ચાલી. કાના પટેલે આખા ગામનાં કુતરાંને પકડીને દેશપાર કર્યાં: હોય એતો જેની જેવી સત્તા!

હવે કચરાભઇના લગ્નનો શુભ દિવસ આવી પહોંચ્યો. ગામેગામના માણસો રંગબેરંગી વસ્ત્રો પહેરી આમતેમ આનંદમાં ફરતાં હતાં. ગરીબ ભિખારી અને અત્યંજ વર્ગના મનુંષ્યો પણ આનંદી દેખાતા હતાં; કારણ કે ત્રણ દિવસ સુધી મિષ્ટાન ઉડાવવાનું હતું. લગ્ન મંડપ સુરતના પેઇન્ટરોની કળાથી શણગાર્યો હતો, એટલે તેમાંતો કંઇ ઉણપ હોયજ નહિ. મંડપમાં

એક તરફ પુરૂષ વર્ગમાં કાનાભઇ, ગરબડભઇ., ગોટાળાભઇ. ડાહ્યાભાઇ, ઘેલાભાઇ, સૂર્યશંકર, ચંદ્રશંકર, ચાંદરણાંશંકર, રાહુશંકર, કેતુશંકર, ધુમકેતુશંકર, ફળશંકર, ફુલશંકર, જુઇશંકર, ગુલાબદાસ, મોગરાદાસ આંકડાદાસ, ધતુરાદાસ ઇ. ઇ. મોટા ઠાઠ સાથે પાઘડાં ઘાલી બેઠા હતા બીજી બાજુ સ્ત્રી વર્ગમાં ધનગવરી, હેતગવરી, ગંગાબાઇ, ગોદાવરીબાઇ જમનાબાઇ, નર્મદાબાઈ, સરસ્વતીબાઇ, સાબ્રમતી, બનાસ, હાથમતી, મહી વગેરે અનેક બ્હેનો હતી. એક તરફ સુરતવાળું પ્રખ્યાત રજાકબેન્ડ પોતાનું જગમશહુર ગાયન "મોટરકા પૈયા રોકલે ઓ મોટર વાલોરે" વગાડતું હતુ બધા શાંતિથી સાંભળતા હતા. ગોર મહારાજે વરકન્યા 'સાવધાન' કરવા માંડયું; એટલામાં કચરાભઇના મુંબઇવાળા મિત્ર ભંડારકર કોઠારકરે કેમેરો ગોઠવી કાળું લુગડું ઓઢયું ને ત્રણ પાયા વ્યવસ્થાસર ગોઠવ્યા પછી વન, ટુ, થ્રી કહેતાં પહેલાં તો લગ્ન મંડપમાંથી કેટલાક માણસો ગોળી-બાર થશે કે શું ? એ ધાકથી નાઠા. આથી સિનેમાની નાસભાગ જેવો દેખાવ કેમેરામાં સમાઇ ગયો. "લગન જરા પણ વિઘ્ન" વના પુરૂં થયું તેથી કાના પટેલ આનંદમાં જણાતા હતા હવે રહી—

## વસ્લની પ્રથમ રાત્રી

—તે દિવસે સુર્યમહારાજ પણ વહેલા પધારી ગયા એટલે આપણા કચરા મહાશય એક ખુરસી પર લગનના જામા સહિત નવવધુની રાહ જોતા બેઠા. ઝાંઝરનો ઝણકાર થયો, ધબકતા હૃદયે બેરિષ્ટર સાહેબ ઉભા થયા પેલા બધા નાટકાના ગાયનો વિસરી ગયા. માંડમાંડ ધ્રુજતા અવાજે પેલું અશ્રુમતિના ખેલમાં ગવાએલું ગાયન "આ......વો કુ......મ-કુમને પગલે" આરંભ્યું પણ "આવીજી ડગલે ડગલે" કોણ ગાય ? કારણ કે ગંગાં અક્ષર જ્ઞાનથી અજ્ઞાન હતી. એટલે આપણા બેરિષ્ટરનો

શ્રૃંગાર રસનો પાઠ કરૂણ રસમાં ફેરવાઇ ગયો અભણ બૈરી મળવાથી મનમાં પશ્ચાતાપ કરી "સાર આ સંસારમાં ન જોયો" ગાતા સંન્યાસી થવા માટે ચાલ્યા ગયા. ગંગા આમાંનું કંઇ સમજી નહિ પણ તે પતિપરાયણ ગંગાને એમ લાગ્યું હું ચુપ રહી તેથી મારા ધણીજી રિસાઇ જાય છે. એટલે કરગરી કચરાભાઇને વિનવવા લાગી. આખરે દયા લાવીને પ્રિયાના હસ્તને પોતાની બગલમાં દબાવી ?? સ્નેહથી જણાવી કહ્યું વ્હાલી ! તું જરા પણ ભણેલી નથી તેથી હું ઘણીજ દીલગીરી જાહેર કરૂં છું ! ગંગા અશ્રુવર્ષાવતી કચરાને કંઠે વળગી પડી અને કહેવા લાગી.

'એમાં મ્હારા નસિબનોજ વાંક છે !" કચરાએ તેને સ્નેહથ હૃદયસરસી ચાંપી...પછી ?

" પછી શું રે થયું તે હું કહેતો નથી " કારણ કે કોઇન. પ્રાઇવેટ બીઝનેસમાં દખલગીરી કરવી એ લેખકનો ધર્મ નથી ! અને કોઇના શયનમંદિરમાં વગર આજ્ઞાએ ઝાંખવું એ આપણું કર્મ નથી.

બીજે દિવસે સવારમાં કે. કે. જાગીરદાર. બેરિષ્ટર સુરતના બુકસેલર લલ્લુભાઇ નારણદાસને ત્યાંથી સ્લેટ પેન તથા બાળપોથી ખરીદી ગયા. કોના માટે તેતો તમારે જાતે સમજી લેવું આવી રીતે આપણા કહેવાતા બાલેસ્તરને હાલમાં તો વગર પગારના માસ્તર થવું પડ્યુ.

## ( ૪ )

# અક્કલના ઈજારદાર

અક્કલનો ઇજારો કંઇ એકલા અમેરિકનો કે યુરોપીઅનોએ નથી રાખ્યો. પૃથ્વિના ખુણે ખુણામાં, જો કે પૃથ્વિ ગોળ હોવાથી તેને ખુણો તો હોય જ નહિ, એમ સાધારણ બુદ્ધિથી પણ સમજી શકાય, છતાં દલીલ ખાતર માની લો કે પૃથ્વિના દરેક ખુણામાં એટલે કે દરેક જાહેર ને છુપા સ્થળોમાં અક્કલમંદો અમુક સંખ્યામાં ફુટી નીકળે છે જ! ઇન્ડીયામાં પણ ઢગલાબંધ અક્કલમન્દો છે. પણ એટલું ખરૂં કે તેઓ પોતાની અકકલનો ઉપયોગ કરતા નથી, જેથી જાહેરમાં આવતા નથી. ત્યારે અમેરિકા ને યુરોપના અકકલના ઇજારદારો અકકલનો ગમે તેવો ઉપયોગ કરીને જાહેર થયા છે એટલો જ માત્ર ફેર બાકી જે દેશમાં કોહિનૂર જેવા હીરા પાકે, તે દેશમાં અકકલના હીરા (!) કેમ ન પાકે? પાકયા છે, પાકે છે અને પાકશે, પણ તેમને ઓળખનાર ઝવેરીઓ નથી!

જેમ તંદુરસ્તીનો આધાર આબોહવા પર છે, તેમ અકકલમંદીનો આધાર પણ આબોહવા પર છે. પંજાબીઓ લશ્કરી નોકરીમાં આગળ પડતા છે. ગુજરાતીઓ, કાઠીયાવાડીઓ અને તેમાંએ ખાસ કચ્છીઓ વેપારમાં આગળ પડતા છે. ભૈયાઓ ચપાતી ખાઇ ડંડાબાજી કરવામાં આગળ પડતા છે. બંગાળીઓ ભાત ખાવામાં આગળ પડતા છે. મારવાડીઓ એકના દશ કરવામાં આગળ પડતા છે. હિંદુસ્તાનીઓ પાનની પીચકારીઓ મારી લોકોના ઘરની ભીંતો ચિતરવામાં આગળ પડતા છે. ટી-રાજે પ્રેમ પ્રગટ કરવામાં આગળ પડતા છે. ગાંધીજી રેંટીયો

તાણવામાં આગળ પડતા છે. મીસ મેયો ઇન્ડીયનોનાં છીદ્ર જોવામાં આગળ પડતાં છે. લગ્ને લગ્ને બાળકુંવારાં મીસ મુમતાઝ ધણીઓ ટ્રાન્સફર કરવામાં આગળ પડતાં છે. આ પ્રમાણે ભિન્નભિન્ન સ્થળનાં હવાપાણી પણ ભિન્ન ભિન્ન હોવાથી ત્યાંના પ્રાણીઓની બુદ્ધિ, પ્રકૃતિ અને રહેણી કરણીમાં પણ ફેર હોય છે. જુઓને! અમેદાવાદીઓ ઉઘાડા પગે ફરવામાં માન સમજે છે, ત્યારે અંગ્રેજો ઉઘાડે માથે ફરવામાં માન સમજે છે! હિંદુસ્તાનમાં ગધેડા પર સ્વારી કરનાર બેઇજ્જત ગણાય છે. (ગોલરાણા કે પ્રજાપતના અપવાદ સિવાય) ત્યારે અરબસ્તાન અને મીસરમાં ગધેડે ચઢનાર ઇજ્જતદાર ગણાય છે! હિંદમાં એક પુરૂષને અનેક સ્ત્રીઓ હોય છે; ત્યારે ટિબેટમાં એક સ્ત્રીને અનેક પુરૂષ હોય છે! (દ્રૌપદીનું અનુકરણ કદાચ ટિબેટમાં થયું હોય!) એ બધો ફેરફાર આબોહવાને આધારે છે.

× × × ×

જુનાગઢના કુમતીયા કુવાનું પાણી પીનારની ગતિ બગડી જાય છે એમ સાંભળ્યું છે. રા. મંડળીકની બુદ્ધિ પણ તે કુવાનું પાણી પીવાથી જ બગડી હતી. તેમ ઉત્તર ગુજરાતમાં તરસાણા પણ એક એવું ગામ છે કે જેના કુવાનું પાણી પીનાર દરેક અકક્લનો ઇજારદાર બને છે. જેમ ગામેગામ ગાંજા, ભાંગ કે અફીણના ઇજારદારો હોય છે; તેમ એકાદ બે અકક્લના ઇજારદારો પણ હોય છે. કારણ કે "ગામ હોય ત્યાં ઢેડવાડો હોય" એ ન્યાયશાસ્ત્રનું વાકય છે. જેમ यत्र यत्र धुम्र; तत्र तत्र वन्हि હોય તેમ! અર્થાત્ જ્યાં ગધેડો હોય ત્યાં ઊકરડું હોય તેમ! પણ એ બધાં કરતાં તરસાણામાં વિશેષતા એ છે કે ત્યાં બધાજ અકક્લના ઇજારદારો પાકે છે! ત્યાંના કુવાનું

પાણી પીનાર પશુપક્ષીઓમાં પણ અક્કલના વિચિત્ર ફાંટા ફુટી નીકળે છે. સર્વ જગતનાં ઘેટાં ક્વિક માર્ચ કરતી વખતે યાને કે ચાલતી વખતે વન બાઇ વન એક બીજાની પાછળજ ચાલે છે; ત્યારે તરસાણાનાં ઘેટાં ભુજંગ યાને સાપ પ્રમાણે વાંકાંચૂકાં ચાલે છે! બીજાં ગામોમાં ઉંટને જોઇને ભેંસ ભડકે છે; ત્યારે તરસાણામાં ભેંસને જોઇને ઉંટ ભડકે છે! બીજી જગ્યાના ઉંદરો બિલાડીને નિરખતાંજ પલાયન થઇ જાય છે; ત્યારે તરસાણાના ઉંદરો બિલાડીની સામે મોરચો માંડવા તૈયાર થાય છે! બીજી નિશાળોમાં મહેતાજીઓ નિશાળીઆને દમ ભરાવે છે; ત્યારે તરસાણાના નિશાળીઆ મહેતાજીને દમ ભરાવે છે અને તેની આજ્ઞાનો સવિનય નહિ; પણ અવિનય ભંગ કરે છે!

આ રીતે દરેક પ્રકારે અહીંના પ્રાણીઓ વિચિત્ર છે. વય પ્રમાણે એમની વિચિત્રતાના વિવિધ પ્રકારોનું ઉડતી નજરથી નહિ, પણ ભુખ્યા ડાંસ પ્રમાણે ચોકકસ અને અસરકાર અવલોકન કરીએ! પ્રથમ વિચિત્ર વિદ્યાર્થીઓને નિરખીએ, પછી આદર્શવીર યુવાનો અને છેવટે બુદ્ધિશાળી બુઢ્ઢાઓને ભાળીએ. તરસાણાના કુવાના પાણીની અજબ તાસીર મ્હારી અક્કલના સીમાડાની બહાર ન હોવાથી, હું જ્યારે ત્યાં પરોણા તરીકે પધારૂં છું, ત્યારે રેતીના રણમાં મુસાફરી કરનાર મુસાફરો પ્રમાણે ખભે પાણીની મશક ભેરવીને જાઉં છું! મારા જેવા અપ-ટુ-ડેટ યુવકને ખભે મશક જોઇને તે લોકોના ડોળા આશ્ચર્યથી વિકસી જાય છે. પણ હું તેમને છાતીને બદલે પેટ ઠોકીને કહું છું કે "તમારા ગામનું પાણી પીવાથી બુધ્ધિ બ્હેર મારી જાય છે!" ત્યારે તેમને "ન બોલ્યામાં દસમાં એક ઓછો (નવ) ગુણ" સમજાય છે. અમારા પરમ મિત્ર ગુરૂજી ગોકલદાસ પણ બદલી થવાથી

થોડાક માસ થયાં તરસાણા ગામની નિશાળમાં આવ્યા છે. તેમની બુધ્ધિમાં પણ ક્રાંતિ થઇ છે કે નહિં તે નિહાળવા ચાલો આજે તેમની નિશાળની વિઝીટ કરીએ.

× × × ×

## વિચિત્ર વિદ્યાર્થીઓ !

### સ્થળ—તરસાણા ગામની નિશાળ. સમય-બપોરનો.

શિક્ષક-છોકરાઓ ગઇ કાલે તમને ભૂગોળ શીખવેલી તે યાદ છે કે ?

છગન-હા સાહેબ, તમારા શબ્દે શબ્દ અમારા કાનમાં ખુંચી રહ્યા છે.

શિક્ષક-શાબાશ ! ચાલો બોલો ત્યારે પૃથ્વી કેવી છે ?

ચમનીયો-બહુ સારી છે સાહેબ ! કારણ કે શેરડી, કેળાં, દાડમ અંજીર, સંત્રાં, ફણસ, ગાજર, મુળા વગેરે જે જોઇએ તે બધું, એમાંથી થાય છે.

શિક્ષક-લુચ્ચા પૃથ્વી કેવી છે તે હું પુછું છું ! તેમાં શું થાય છે તે કોણ પુછે છે ? ચાલ મગનીઆ તું બોલ પૃથ્વી કેવી છે ?

મગનીઓ-ગોળ.

શિક્ષક-ગોળ પણ કેવી ?

મગનીઓ-રોટલા જેવી.

હુસેન-નહિ સાહેબ તરબુચ જેવી.

શિક્ષક-શાબાશ બચ્ચા ! તેં શી રીતે જાણ્યું કે પૃથ્વી ગોળ છે ?

હુસેન-પૃથ્વીમાંથી નીકળતી ઘણી ખરી ચીજો નારંગી, સક્કરચંદ, લીંબુ, બટાકા, કાંદા, તરબુચ, ખડબુચ ઇત્યાદિ ગોળ છે માટે પૃથ્વી પણ ગોળ હોવીજ જોઇએ !

શિક્ષક—એ ઉદાહરણો ખોટાં છે. દરીયામાં દુરથી વહાણની ટોચ દેખાય છે. અને નજીકમાં આવતાં આખું વહાણ દેખાય છે, એથી સાબીત થાય છે કે પૃથ્વી ગોળ છે.

મુંળીઓ—નજીકથી દેખાય એટલું દુરથી દેખાતુ નથી. મારા દાદાજી આખો દહાડો ભાંગેલી રૂપેરી દાંડીના ચશ્મા પહેરી રાખે છે છતાં દુરથી મને ઘણી વખતે કુતરૂં જાણીને હડે હડે કરે છે; પણ હું નજીક જાઉં છું ત્યારે મને ઓળખી કાઢે છે. તેમ દુરથી આખું વહાણ ન દેખાય એ દેખીતી વાત છે. માટે એનાથી પૃથ્વી ગોળ છે એમ કેમ મનાય?

શિક્ષક—મનાય કે ન મનાય તો પણ પરીક્ષામાં પાસ થવા માટે જે હું કહું તેજ માનવું પડશે! વારૂ કાસમ, તું બોલ પૃથ્વી કેવી રીતે ફરે છે?

કાસમ—સાહેબ પૃથ્વી ફરતીજ નથી જો ફરતી હોય તો આપણે બધા એકદમ ગબડી પડીએ!

શિક્ષક—નહિ, પૃથ્વી સૂર્યની આસપાસ ચકડોળની જેમ ફરે છે.

છગન—પણ હમને તો સૂર્ય ફરતો દેખાય છે. વળી પૃથ્વી ફરતી હોય તો તે આધાર વગર શી રીતે ફરી શકે? વળી બળદ ઘાણીને ફેરવે છે તો પૃથ્વીને કોણ ફેરવતું હશે?

શિક્ષક—ભમરડો ફરે તેમ એ આપો આપ ફરે છે.

મજીદ—ભમરડો તો આપણે ફેરવીએ છીએ.

શિક્ષક—તો પૃથ્વી પ્રભુના ફેરવ્યાથી ફરે છે.

મુળીઓ—ત્યારે પૃથ્વી ગોળ નહિ પણ ભમરડા જેવી નીચેથી અણીદાર હોવીજ જોઇએ અને તેને ફરી શકવા માટે નીચે બીજી જમીન

પણ હોવીજ જોઇએ કારણ કે જમીન વગર અધ્ધર ભમરડો તો ફરતોજ નથી.

શિક્ષક–એ તમારૂં બધું ડહાપણ એકી વખતે ઠાલવી નાખવાની જરૂર નથી. હું જે કહું તેજ તમારે યાદ રાખવાનું છે! ચાલો પહેલો નંબર બોલે પંચવટી શું છે?

છગન–મદ્રાસ ઇલાકામાં નદી છે. તેમાં મોટી રેલ આવવાથી કિનારા પરનાં ઘણા ગામડાં તણાઈ જાય છે.

શિક્ષક–પંચવટી તો નસિક જીલ્લાનું ગામ છે, અને જાત્રાનું ધામ છે. ચાલ બીજો નંબર બોલે સીંધમાં વરસાદ કેમ વરસતો નથી?

ચમનીયો–ત્યાંના લોકો પાપી થઇ જવાથી હવે પહેલાં જેવો વરસાદ થતો નથી. (પણ ચાલુ વરસમાં ઘણું પુન્ય કરવાથી તેમની હુંસ નીકળી જાય એટલો વરસાદ વરસ્યો છે.)

ડાહ્યા ભાઇ–સાહેબ એની વાત ખોટી છે. કારણ કે પાપ ન કરવાથી વર્ષાદ વરસતો હોય તો વડોડરા, આમોદ, જંબુસર, ધંધુકા, ધોળકા અમદાવાદ, ખેડા વગેરે જગ્યાએ ત્રીજી સાલ ખુબ વર્ષાદથી જળ પ્રલય થયો હતો; એથી સાબીત થાય છે કે એ લોકોએ ગઇ સાલ ઘણું પુણ્ય કર્યું હશે, વળી ચેરાપુંજી ને કોકણપટ્ટીમાં દર વર્ષે ઘણો વર્ષાદ થાય છે એથી ખુલ્લુંદીસી આવે છે કે તે લોકો આખી દુન્યાના લોકો કરતાં વધારે પૂન્યશાળી હોવા જોઇએ.

શિક્ષક–એ બધા ખોટા વહેમ છે. જ્યાં પહાડો ને જંગલો હોય ત્યાં બહુ વર્ષાદ પડે છે. ચાલ મજીદ, તું બોલ. હિન્દુસ્તાનની આજુબાજુ કયા મુલકો છે?

મજીદ–અફ્ગાનીસ્તાન, બલુચીસ્તાન, અરબસ્તાન, કબરસ્તાન વગેરે વગેરે.

શિક્ષક–ઓ અકક્લના ઓથમીર! તેં કબરસ્તાન મુલ્ક કઇ ભુગોળમાં વાંચ્યો છે?

મજીદ–સાહેબ આ મુલ્કના ઘણાં લોકો મરી જાય છે તો એ મુલ્કમાં જાય છે. પછી એની ગણત્રી કેમ ન કરવી?

શિક્ષક–ઠીક, ઠીક, બધું તમારૂં ડહાપણ જાણ્યું! મગનીઆ જા પાન બતાવ.

મગનીઓ (બહારથી પાન લાવીને બતાવે છે) લ્યો સાહેબ આ પાન.

શિક્ષક–ઓ મુઢ! એં તો જાપાન દેશ બતાવવાનું કહ્યું ત્યારે પાન કેમ બતાવે છે?

મગનીઓ–સાહેબ, તમે તો "જા, પાન બતાવ" એમ કહેલું જેથી મેં પાન બતાવ્યું.

શિક્ષક–જા જા મુર્ખ! તારા જેવા આ દેશમાં કેટલાક હશે?

મગનીઓ–સાહેબ તમે કાલેજ શીખવ્યું હતું કે આ દેશમાં અમારા જેવા તેત્રીસ કરોડ માણસની સખ્યા છે.

શિક્ષક–બસ રહેવાદે તારૂં ડહાપણ. ચાલ ચમનીયા તું બોલ કોહીનુર શું છે?

ચમનયો–મુંબઇમાં ફીલમ કંપની છે.

શિક્ષક–ઓ અકકલના સમુદ્ર! કોહીનૂર તો એક પ્રખ્યાત હીરો છે અને તે હાલ આપણા શહેનશાહની પાસે છે.

હુસેન–સાહેબ હમારી પાડોશમાં એક હજામના છોકરાને પણ લોકો હીરો કહીને બોલાવે છે

શિક્ષક–એ–વકુફો ! તમને ભણાવીને તો મગજ ભમી ગયું. છતાં પથ્થરને પથ્થર રહ્યા.

કાસમ–સાહેબ અમે કઇ જાતના પથ્થર ? કારણ કે અકીક. આરસ વગેરે પથ્થર ઘણા કીંમતી હોય છે.

શિક્ષક–બેસીજા બેસીજા ! ચાલો પહેલો નંબર બોલે ખંડીઆ રાજા કોને કહેવા ?

છગન–જે રાજા કંડીઆમાં બેસીને સવારી કહાડતા હોય તે ખંડીયા રાજા કહેવાય. એ તો ક ને બદલે ખ લખાઇ ગયો હશે.

શિક્ષક–સાવ ડોબો ! તાબાના રાજાને ખંડીઆ રાજા કહે છે. ચાલ ચમનીઆ તું બોલ ખારાઘોડામાં શું પાકે છે ?

ચમનીયો–કાળા ઘોડા અને તે ઉપરથીજ બગડીને એનું નામ ખારાઘોડા પડયું હશે. જેમ કાલા કુત્તા ઉપરથી કલકત્તા, ઇધર ઉપરથી ઇડર, પેટમાં લાત વાગવાથી "પેટલાત" અને તે ઉપરથી 'પેટલાદ' ડંડુકા ઉપરથી ધંધુકા અને ગોદડા ઉપરથી ગોધરા બન્યું તેમ !

શીક્ષક–ઓ બળદીઆ ! ખારાઘોડામાં તો મીઠું પાકે છે. ચાલ કાસમ તું બોલ. દિલ્હીમાં શું વધારે જોવામાં આવે છે ?

કાસમ–કબરો.

શિક્ષક–કબરો એટલે.

કાસમ–ભૂતકાળનો ઇતિહાસ.

હુસેન–વર્તમાન કાળના મુજાવરોની સ્થાવર મીલ્કત.

શિક્ષક–ચાલો કોણ બોલે છે. નાના ડુંગરને શું કહે છે ?

મજીદ–પીયાજ.

શિક્ષક–ખોટું ! નાના ડુગર ડુંગરી કહે છે.

મજીદ–જેને હિન્દુ લોકો ડુંગરી કહે છે તેને અમે પીઆજ કહીએ છીએ. બાકી "ર" "ળ"નો ભેદ તો ભણેલા સાક્ષરોને પણ માલમ પડતો નથી.

શિક્ષક–ગધેડા કંઈ સમજતાંજ નથી !

છગન–તેથી તો તેને લોકો મૂર્ખ ગણીને હસી કાઢે છે.

શિક્ષક–ચાલ ચુપ મર ! મુળીઆ તું ગોદાવરી વિષે શું જાણે છે

મુળીઓ–ગોદાવરી મારી કાકી થાય. એ મારા મોરાર કાકાની બીજી વારની બૈરી છે તે ઘણા વઢકણા સ્વભાવની છે. જરા વાંક પડતાંજ મને તો ડીકૂણા વડેજ ટીપે છે. તદુપરાંત એના વિષે હું બીજું ઘણું જાણું છું.

શિક્ષક–જાણ્યું તારા બાપનું કપાળ !

મુળીયો–હા તે પણ જાણું છું. નાકની ઉત્તર દિશાએ અને પાઘડીની દક્ષિણ દિશાએ એલ્યુમીનીયમની તપેલી જેવા ઉપસેલા પ્રદેશ પર લાંબું ગાજર ચીતરેલું હોય તે મારા બાપનુંજ કપાળ સમજવું.

શિક્ષક–જેમ ફાવે તેમ બકે છે ! ચાલ તું બોલ ઉમરકોટ શું છે ? ને કયાં છે ?

છગન–ઓવરકોટથી જરા લાંબા કોટને ઉમરકોટ કહે છે. પણ તે ચોકકસ કહી શકાય નહી. છતાં ધારી શકાય કે તે પહેરનારના ડીલ પર કાંતો તેના ઘરની ખીંટીએ ટાંગ્યો હશે.

શિક્ષક એ ઉંટ ! ઉમરકોટ તો સીંધ પ્રાંતમાં શહેર છે. મગનીયા તું ભસ પ્રજાસત્તાક રાજ કોને કહેવું ? અને તેથી શું ફાયદો ?

મગનીયો–સાહેબ કુતરા ભસે માણસ ભસી શકતા નથી. તે આપની જાણ બહાર નહીંજ હોય ! હવે પ્રજાસત્તાક વિષે જણાવવાનું

કે લોકો માંહોમાંહે લડીને મરી જાય છતાં કોઇ દાદ કે ફરીઆદ સાંભળે નહી તે પ્રજાસત્તાક રાજ જાણવું એથી જબરાંને ફાયદો થાય છે નબળાને નહી !

શિક્ષક–ખોટું. ચાલ કાસમ તું બોલ પેન્સીલ ક્યાંથી આવે છે ?

કાસમ–મેડીનમાંથી.

શિક્ષક–મેડીન એ કોઇ દેશનું નામ નથી પણ એનો અર્થ "માં બનેલો" થાય છે. હવે પહેલો નંબર બોલે વિમાન શા કામમાં આવે છે ?

છગન–દુશ્મનો પર બંબગોળા છોડવાના કામમાં, બીજું ઉપરથી ધુળ નાખી નીચેના માણસોની આંખો પુરી દેવા, ઉપરથી પાનની પીચકારીઓ મારી નીચે ચાલતાં માણસોના કપડાં ખરાબ કરી દેવા, વાઘ, વરૂ, સીંહ, હડખાયાં કુતરાં વગેરેને ઢેફાળા મારી વશ કરવાના કામમાં વિમાન વપરાય છે.

શિક્ષક–તદ્દન મુર્ખ ! વિમાન તો જરૂરી ટપાલ લઇ જવા લાવવા અને દેશના રક્ષણને માટે વપરાય છે.

ચમનીયો–ત્યારે છેલ્લી લડાઇમાં આખા યુરોપની ખરાબી તો વિમાનથીજ આવી એ તે દેશનું રક્ષણ કે ભક્ષણ ?

શિક્ષક–આત્માને આવા જવાબ આપશો તો શું ઉકાળશો ?

મગનીયો–આપ કહેશો તો સાહેબ, માટે ચાહ, કોરી કે દુધ ઉકાળીશું.

શિક્ષક–જાઓ, મુર્ખાઓ ! તમે કંઇ ધોળવાના નથી ! (છુટ્ટીનો વખત થાય છે. ટંનટંન...ટન ઘંટ વાગતાં પાઘડીનું ખોખું માથા પર ગોઠવી મહેતાજી ઘેર ખીચડું બાફવા જાય છે.)



(૫)

# 'ભગલા'નું સ્વપ્નું.

ભગલાભાઇ સૂર્યપુરના એક અઠંગ અસ્તરાબાજ કહેતાં હજામ હતા. જ્યારે "રોયલ હેર કટીંગ સેલુન" "ઇમ્પીરીયલ હેર કટીંગ સેલુન" ઇ૦ ઇ૦ સેલુનોવાલા અપટુડેટ હજામો એક મસ્તક રૂપિ બીડનું ઘાસ કાપી નાખવાનો કંટ્રાકટ ફક્ત ૭ આનામાં લેતા, ત્યારે ભગલાભાઇ સૂર્યમહારાજનાં દર્શન થતાં પહેલાંજ બગલમાં થેલી ઘાલી ઘરેઘર ભમતા. "થોડા નકે બહોળો વેપાર" એ અર્થશાત્રના સુત્રને ધ્યાનમાં રાખીને "બે બે દોઢીઆ"નો ઉચ્ચાર રસ્તામાં કરતા જેથી કેટલાએ વૃદ્ધ જનો ભગલાભાઇ આગળ પોતાનું શીર ઝુકાવતા.

આમ આખા દિવસમાં સેંકડો માથાં છોલી નાખીને સંધ્યાકાળે વિગૃહમાં અતિ પરિશ્રમ પામી થાકી પાકી લોથ થએલા સૈનિકની જેમ ઘરના ઉંબરામાં બેઠા બેઠા આપણા ભગાભાઇ નિશ્વાસ નાખતા હતા કે,

"હે પ્રભો ! હે ગરીબના બેલી ! હું આખો દહાડો કામ કરી કરીને થાકી જાઉં છૂં છતાં ડઝન છોકરાંના પેટનું ભરતીઉ પણ થઇ શકતું નથી. અને ઓલ્યા ! મોટાં દુંદુબી ઢોલ જેવા પેટવાળા શેઠીઆઓ મોટરો ને ગાડીઘોડાઓમાં મોજ કરે છે! આ ત્હારો ન્યાય કેવો ? લોકો તને ન્યાયી કહે છે પણ હું તો અન્યાયીજ કહીશ ! કારણ મ્હારા જેવો એક ખાનદાની ખમીરનો બનેલો મનુષ્ય આમ મજુરી કરી કરીને મરી જાય અને ઓલ્યા રતનચંદ, સરૂપચંદ બેઠા બેઠા બે ઘડી નહિ પણ બાર ઘડી મોજ કરે ! તો હે હિન્દુઓના 'ઇશ્વર !' હું તને નમ્રભાવે

પ્રાર્થના કરૂં છું કે ત્હારા ખજાનામાં નાણાંની તાણમતાણ ક્યાં છે! બધા માણસોને એકદમ પૈસાદાર બનાવી દેતો શું ખોટું?" હૃદય ટેલીફોન દ્વારા આ પ્રાર્થના પ્રભુના કાનમાં પેસી ધ્યાનમાં ઉતરી ગઇ.

વિચાર વમળમાં ગોથાં ખાતા ભગાભાઇ વાળુ કરીને નિંદ્રાધિન થયા એક કલાકનો સમય ઊંઘમાં ગાળ્યો હશે, એટલામાંતો પથારીમાં પડયા પડયાજ પૈસાદાર થઇ ગયા. એ એકલા નહિ પણ એમની સાથે આખી દુનિયાના બધા લોક પૈસાદાર થઇ ગયા. ભગાભાઇ ઊંઘમાંને ઊંઘમાંજ ઉઠયા ને સીધા ત્રીભૂવન ટેલરની દુકાને પહોંચી ગયા. જુસ્સાદાર ભાષામાં દરજીને ઓર્ડર કર્યો.

"તિભાભઇ મારા માટે ખાસ ઇસ્પેશીઅલ સાબ લોક જેવા બસો ચારસો ડગલા ને બસો ચારસો લેંગા સીવી કાઢો!"

તીભાભઇ ટેલરનો મિજાજ કાબુમાં ન રહ્યો, તેણે બૂમ પાડીને કહ્યું કે,

"મ્હારી બેટી હલકી જાત હજામની! જાણે તું એકલોજ પૈસાદાર હશે! જા! જા! તું તો શું પણ કોઇ મોટો ગવર્નર લાટ આવે તોએ હું કપડાં ન સીવી આપું! જાઓ ભગલાભઇ સીધા સીધા તમારે ઘેર જાઓ! હું પણ મોટો કરોડોપતિ થયો છું"

ભગાભઇ ત્યાંથી નિરાશ થઇ નીકળ્યા, એટલામાં એક ભાડુતી ગાડીવાળા મીયાંજીને રોકીને ભગાભઇએ કહ્યું:—

"મીયાંસાબ, અમ કુ સારે શહેરમે ફીરના હે તો તમ પાંચ, પંદર, પચાસ જેટલા જોઇએ એટલા રૂપિઆ લેકર બધે શહેરમે અમકો સેલ કરાવી લાવ."

મિયાં સાહેબ ક્રોધમાં ચાબુક ઉગામીને કહેવા લાગ્યા.

'જા બે હજામડે! કયા હમ તેરે જૈસે મુફલીસકે કિરાયેકી ગાડી ફીરાએંગે! અબ તેરે જૈસે કોઈ નોકરકે પાસ ગાડી હકવાઇંગે ઔર હમતો મુહમે ચિરૂટલીએ હુવે અકડકે બેઠેંગે!"

આટલા ભાષણ સાથે ભગલાભાઇના વાંસામાં એક ચાબુકનું ઇનામ પણ આપી દીધું. ભગાભઇતો 'ઓ બાપરે મરી! ગયોરે!' વગેરે બૂમ પાડતા પોલીસ થાણા તરફ કૂચ કરી ગયા.

કાળી ડગલીવાળા સિપાઇદાદા સિગારેટ ફુંકતા ફુંકતા આરામ ચેરમાં પડયા હતા, ભગાભઇએ તેમને કહ્યું,

"જમાદાર સાહબ! બોલ્યા ગાડીવાળા મીયાંભાઇ હે ઉસ્ને અમકો ચાબુક મારા હે ઇસ વાસ્તે ઇસકો કેદખાનેમે નાખી દયો!"

"લ્યો એ કામકે બદલેમે હું તમકું પાંચસો રૂપીઆકા નોટ દેતા હું." સિપાઇ ભાઇને ઉગ્ર સ્વભાવ તો વારસામાં મળેલો હોય છેજ તેમાં વળી આવી લાંચ રૂસવતની વાત એટલે ભઇરવનાથનું ઉગ્ર રૂપ ધારણ કરીને બોલ્યા

"કયાબે હમારે જૈસે ઇમાનદાર અમલદારકો બેઇમાન બનાતા હે?

ભગા ભઇએ નરમાશથી કહ્યું "જમાદાર સાબ, ઇત્ના ગુસ્સા કાયકો કરતે હો? બોલ્યા તમારા બાપ શેરખાન જમાદાર થા ઓ તો એક રૂપીઆ માટે અમેરે ઘરકા ઉંબરા ઉંબરા ઘાસ નાખતા હતા."

સિપાઇભાઇ તપીને બોલ્યા, "હમારે જૈસે પૈસાદાર ઓર ઇજ્જતદારકો તુ કયા સમજકે રિસ્વત દેને આયા!?"

ભગાભઇને ગરદનમાંથી પકડયા. અતી કાલાવાલા કર્યા ત્યારે માહા મુસીબતે સિપાઇના સપાટામાંથી છૂટા થયા, પણ એક બે ધપ્પા તો

ત્યાંથી પણ ઇનામમાં મળ્યાંજ. છૂટકારાનો દમ ભરતા આગળ વધ્યા. મનમાં ગણગણવા લાગ્યા કે "અરે! ઇશ્વર! આંશું આતો મ્હારી પ્રાર્થનાથી બધા પૈસાદાર થઈ ગયા અને મને પણ ગણકારતા નથી!"

આમ વિચાર કરતાં કરતાં "લક્ષ્મી વિલાસ હોટલમાં" પેઠા ને ગુજરાતી ભાષામાં ઉપરા ઉપરી ઓર્ડરો કરવા લાગ્યા. "બારીબારી" ગાંઠીઆ બાંઠીઆ, અને સોડાબોડા બધું લાવ!" પણ હુકમ કોણ સાંભળે? કારણ કે શેઠ અને નોકર પૈસાદાર થઇ ગયા હતા, એક ચીબાવલા નોકરે કહ્યું કે:—

"અહીં તો વારી નહિ પણ બારી મળશે. ગાંઠીઆ નહિ પણ બાંઠીઆ મળશે."

ભગાભાઇએ તેને વચ્ચેથી અટકાવીને કહ્યું,

"બસકર! બસકર! ત્હારૂં ડહાપણ? તને ખબર નથી કે હુ કોઇ કંગાલ નથી પણ મોટો તવંગર છું!"

નોકરે કહ્યું 'તું તવંગર છે તો હું તવંરનો બાપ લવંડર છુ. તું પૈસાદાર છે તો બીજા શું ઇમ્મુદાર છે? જા, જા, મોટું પૈસાદારનું પૂછડું ફુટી નીકળ્યું છે તે!" આ પ્રમાણે વાદવિવાદમાંથી વિગ્રહારંભ થયો તેમાં પણ ભગાભાઇને બહાદુરી સાથે પાછા હટવું પડયું.

ભગલાભાઇ ત્યાંથી લથડીઆં ખાતા આગળ વધ્યા ને મનમાં પોતાની ભૂલ ભરેલી પ્રાર્થના માટે પશ્ચાતાપ કરવા લાગ્યા. એટલામાં એક મોટરની અડફટમાં આવતાં ગબડી ગયા.

"ઓ બાપરે! ઓ, બાપરે!" કરતા ધરણી પર ઢળી પડયા; પણ મદદ કોણ કરે? બધા પૈસાદાર એટલે એકબીજાની કોને પડી

હોય ? રડતા ભગાભાઇને દિલાસો કોણું આપે ! રડતાં રડતાં ગુજરાતી તથા હીંદી ભાષામાં ફરીઆદના આકારમાં પ્રભુને યાચના કરવા લાગ્યા–

( રાગ—આશાવરી. )

વિધીનો રંગ વિચિત્ર જણાય......રંગ
પૈસાદારો સહુ દુનીઆના, લોક થયા દેખાય;
મોટરમાં પટકાયો તોપણ કરે નહિ કો સ્હાય—વિધીનો૦
હોટલમાં થએલું ટોટલતો મુજથી નવ અંકાય;
મેથીપાક જમાડયો એવો; કે પળમાં ગયો ધરાય– વિધીનો૦
ફરીયાદી કરતાં પોલીસ દાદા ગુસ્સે થાય;
પાંચસો રૂપીઆકા નોટ દીયાતો ઉલ્ટા અમકો ડરાય—વિધીનો૦
ગાડીવાલે મિયાંભાઈકા ગુસ્સા ભારી જણાય;
વાત વાતમે ગુસ્સે હોકર અમકુ ચાબુક લગાય—વિધીનો૦

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા જેથી એમની પત્નીએ પથારી આગળ આવીને ઢંઢેળ્યા.

"બળ્યું આમ નાનાં છૈયાં જેવું રડો છો ? તમને કોણે માર્યા છે ?"

ભગાભાઇ આંફળા ફાંફળા ઉઠયા, તો આશ્ચર્ય પામ્યા કે "આ શું સ્વપ્નું હતું ?" પ્રાતઃકાળે મગજમાંથી પૈસાદાર થવાના ઇરાદાને અંદમાન ટાપુમાં મોકલી પોતે અસ્તરો અજમાવવાને મેદાને પડ્યા.



(૬)

# રાણીનાં રાજ !

## સ્ત્રીઓ સ્વરાજ્ય લેવા નાલાયક છે એમ કહેનારાઓ નથી જાણતા કે રાણી ના રાજ અત્યારે પણ ચાલે છે !

ન્હાનો કીકો, કીકાની બા અને હું એમ કુલ્લે મનુષ્ય નંગ ૩

એક ઘરમાં વસી રહ્યાં હતાં. ઘરમાં બે ખંડ હતા. એક ખંડમાં રસોડું, પાણીઆરૂં વગેરે હતું અને બીજા ખંડમાં અમે બધાં સુઈ જતા હતાં. એટલે કે અમારૂં દિવાનખાનું, ડ્રોઈંગ રૂમ કે ડાઇનીંગ રૂમ જે ગણો તે એ એકજ ઓરડો હતો. ઝુલામાં ઝુલતો કીકો હતો તો નાનો સરખો પણ એનો કરૂણ મિશ્રીત રૌદ્રરસ પ્રવર્તાવનાર રાગડો લલીત છંદના માત્રા મેળની પણ હદ ઓળંગી જતો, તે ઠેઠ મહોલ્લામાં વસતાં ઘણાં મનુષ્યોના કર્ણદ્વારને હચમચાવી મુકતો; જેથી મ્હારે તો ઘણી વખત અનિચ્છાએ ઉજાગરો કરવો પડતો. એટલે કે ધાર્મિક દ્રષ્ટિથી જોતાં એકાદશીના ઉજાગરણનું પુન્ય મને ઘણી રાત્રીઓએ અનાયાસે પ્રાપ્ત થતું. રાત્રિ તો આ પ્રમાણે ઉંઘવા જાગવામાં પ્રસાર થતી અને દિવસ તો નોકરીમાં વ્યતિત થતો, જેથી ફુરસદબાઇનાં તો દર્શનજ દુર્લભ થતાં. આટલો મ્હારો અહરનીશનો પ્રોગ્રામ રજુ કર્યા પછી આગળ ચાલીએ.

હવે દિવાળીનો તહેવાર આવ્યો જેથી ઓફિસમાં ચાર દિવસની રજા પડી. અહા ! દિવાળીની રજા ! એ દિવસોમાં તો કરવી જોઇએ પુરેપુરી મઝા ! આજે ધનતેરસ છે. પણ આપણી પાસે તો ક્યાં વધારાનું ધન હતું તે ધોઇએ ? આજેજ પગારમાં દસદસ રૂપીઆની પાંચ નોટ મળી હતી, ને ખીસ્સામાં પડી હતી. પણ નોટ કંઇ ધોવાય ? ના.

આજે જરા ફુરસદ પણ હતી ને ખીસ્સામાં પૈસાની ગરમી, એટલે સ્હેજ ફરવાનું મન થઇ આવ્યું. જેથી ઘરે જવાનું મોડું થયું. રજાની ખુશી, દિવાળીનો તહેવાર અને વળી ખીસ્સામાં પૈસા, જેથી આનંદાવેશમાં આવી જઇ બે પૈસાની ચાહ ખાઇ ગયો અને ચાર પૈસાનો ચેવડો પી ગયો. નહિ! નહિ! અવળું બોલાઇ ગયું. અરે! નહિ, લખાઇ ગયું.

રાત્રિના નવનો અમલ થતાં ટહેલતો ટહેલતો ઘર ભેળો થયો. ઉબરમાં પગ મેલતાંજ મિસીસ બડબડયાં.

"તમને તે કંઇ જરાએ ભાન છે કે નહિ? રાહ જોઇ જોઇને આંખો પણ દુ:ખી ગઇ અને રસોઇ પણ ટાઢી થઇ? પોતે અર્ધી રાત સુધી ભટકયાજ કરે ને બીજાં ભલેને ચુલામાં પડે!"

"પણ આટલા બધા બૂમબરાડા પાડવાનું કંઇ કારણ? તારે તો બસ ખાઇ, પીને મોજ મારવાની છે. કમાવા તો મારે જવું પડે છે પછી તારે ચુલામાં પડવાની શી જરૂર?" મારા શબ્દો સાંભળતાંજ મિસીસે વાગ્યુધ્ધમાં આગળ ધસારો કરવા માંડયો.

"કમાવા જાઓ છો તેમાં મે'ણાં શું મારો છો? મરદ ન કમાય તો કોણ બૈરાં કમાય?" મેં પણ જરા આગળ લંબાવ્યું કે.

"વિલાયતમાં તો બૈરાં પણ કમાય છે. અરે! મુંબઇમાં પણ મોટી મોટી શરાફી પેઢીઓમાં અને સરકારી ઓફીસોમાં મડમો કામ કરે છે તો તે શું બૈરાં નથી?"

"મુઇ રાંડ મડમો! ધણીનો હાથ ઝાલીને ફરવા જાય ને બહાર કોઇની જરાએ શરમ નહિ! ગમે તેની સાથે હા, હા, હી, હી, કરે ને હરાયા ઢોર પ્રમાણે ફાવે તેમ ફરે!" મિસીસે આર્ય રમણીને છાજતા

ઉંડા વિચારો રજુ કર્યા. જોકે અમારાં મિસીસ અભણ હતાં પણ મેં સરસ્વતીચંદ્ર જેવાં રસીક પુસ્તકો વાંચી સંભળાવીને કંઇક શું શાં સમજતાં કર્યાં હતાં.

"વારૂ એ બધું તો ઠીક. પણ હવે પેટ પૂજાનું કર." મેં ભુખનાં દુઃખનું નિવારણ કરવાનો મંત્ર ઉચ્ચાર્યો. એટલામાં તો પાછાં મિસીસ કુકડી ઉઠયાં કે,

"થાય છે થાય છે કંઈ નાસીભાસી જાય છે ? કીકાના ઘોડીઆની જરા દોરી ખેંચો એટલે હું પીરસું છું." લ્યો ગૃહશણીનો હુકમ થયો એટલે માન્યા વગર છુટકોજ ક્યાં થવાનો હતો ? જો હું કંઈ બોલવા જાઉં અને વાદવિવાદના મેદાને જંગમાં મિસીસ મચી પડે તો ખાસ્સા એક બે કલાક ખેંચી કાઢે, ને પેટની વેઠ તો અધુરીજ રહી જાય ! જેથી ગુપચુપ મિસીસના હુકમનો તત્કાળ અમલ કર્યો.

પણ કીકો એ મ્હારો બેટો એવો અખંડ અત્યાગ્રહી હતો કે સ્હેજમાંતો સુએજ શાનો ? મને કીકાના કકળાટથી પુરેપુરો કંટાળો આવ્યો જેથી ધીમે રહીને મિસીસ ન જુએ એમ એક બે ચુંટીઓ ખણીને સાથે સાથે ધમકી પણ આપી કે,

" અલ્યા અકકરમી ! સુતો હોય તો સુઈ જાને !" પોતાના પાટવી કુંવરને અક્કરમીની ઉપમાં મળી, જેથી મિસિસના મગજનું ઉષ્ણતામાન વધી ગયું, ને એક હાથમાં કડછી સહિત, ધસી આવ્યાં. કડછીમાં દાળ હતી તેનું પણ ગુસ્સાના આવેશમાં ભાન રહ્યું નહિ. લાંબા ટુંકા હાથ કરી ચંડિકા રૂપે ગર્જવા લાગ્યાં કે,

" મ્હારા એક ના એક લાડકવાયાને અક્કરમી કહેતાં શરમ ન આવી ? ભણ્યા પણ જરાએ ગણ્યાજ નહિ ?" વિવેચન દરમિઆન

હાથ લાંબા ટુંકા કરવાની અભિનય કળાને પ્રતાપે કડછીમાંની દાળથી મારાં કપડાં પણ ખરડાયાં અને એક બે છાંટા ઘોડીઆમાં રડી રહેલા કીકાના મોઢામાં પણ પડયા. પછી તો પૂછવુંજ શું ? કીકો પણ ડબલ પાવરથી કરૂણરસ પ્રગટાવવા લાગ્યો. મેં પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી મિસીસને દમ ભરાવા માંડયો.

" રાંડ ! અહીં શું ધાડ મારવાની હતી તે કડછી લઇને આવી ?"

" જડ વસ્તુ પણ વિશ્વમાં દે ઉત્તર અનુરૂપ,
બોલે તેવું સાંભળે હોય રંક કે ભૂપ."

મારે પણ તેમજ ગરમા ગરમ મસાલેદાર સોલાપુરી ચેવડા જેવું સાંભળવું પડયું. પછી તો સામસામે મોઢામોઢ ખુબ ઝપાઝપી થઇ. એટલામાં કોઇએ ઠેલેલું બારણું ઉઘાડયું.

" અરે ! ઝવેરભાઇ ! તમે પણ કેવા માણસ છો ? બસ ઘરમાં પેઠા ત્યારથીજ લડાઇ આરંભી દીધી છે !" આટલા ભાષણ સાથે અમારા પાડોશી નરભેરામ ભાઇ અમારી સમીપ આવી પહોંચ્યા. મિસિસતો શરમને લીધે સહેજ દૂર ઉભાં રહ્યાં. પણ ભૂખને લીધે હવે હું તપી ગએલો તે શાનો ઠંડો પડું ?

" અરે ! નરભેરામભાઇ, જવા દયોને અમારા ઘરની વાત ! 'બૈરાંની બુધ્ધિ પગની પાનીયે' એમ આપણા વડેરા કહી ગયા છે; તે કઇ ખોટું નથી. ચૌદમું રત્ન અંગે અંગ ઓપાવ્યા વગર એ જાત ઠેકાણે ન આવે ! એ તો શું કરૂં ? કે મહાત્મા ગાંધીનો અહીંસાનો મંત્ર આડો આવે છે બાકી..."

" બાકી તમે શું કરવાના હતા ? તે દિવસે અધી રાત્રે બિલાડીએ ઉંદરને પકડયો; ત્યારે તમે તો ચોર ધારીને આમથી તેમ નાસી રહ્યા

હતા !" મિસીસે તો હવે પર પુરૂષની લજ્જાનો પણ ત્યાગ કરીને આ પ્રમાણે પોતાની અક્કલનું લીલામ કરવા માંડયું. કીકાનો કોલાહલ પણ હજુ શાંત થયો ન હતો પણ ગુસ્સાના આવેશમાં એના તરફ અમે બંને દુર્લક્ષ થયાં હતાં. વચ્ચે વચ્ચે નરભેરામ ભાઇ કીકાના રૂદનની યાદ દેવડાવતા, પણ અમારા ક્લેશ કંકાશના ઉહાપોહના અસ્ખલિત પ્રવાહમાં એમની વાત ખેંચાઇ જતી.

હવે તો મારી સહનશીલતાના સિમાડાની હદ પણ પુરી થઇ હતી. જેથી અહીંસાનો મંત્ર ભૂલી જઇને " બુધે નાર પાધરી. " એ જુના પુરાણા સુત્રનું પુનરાવર્તન કરવા ઘરમાં લાકડી શોધવા આંટા મારવા લાગ્યો. પણ હાય ! અફસોસ ! મ્હારા જેવા ભણેલા, ગણેલા, સુધરેલા, ઉધરેલા મનુષ્યના ઘરમાં લાકડી હોયજ શાની ? સરકારે બંદુક, તલ્વારનું લાઇસન્સ લીધું ત્યારે સુધારાએ ડાંગનું લાઇસન્સ લીધું. ભણેલાના ઘરમાં તો પેન્સીલ, હોલડર જેવાં હથિઆરોજ હોય. પણ ખપ્પર જોગણી સમાન એ નારીને વશ કરવા કંઇ એવાં હથિઆરનો ઉપયોગ થઇ શકે ? ના.

મગજમાં હવે વિચારોની ઉથલ પાથલ થવા લાગી. પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં દંડ, બેઠકતો પુષ્કળ કરેલી જેથી મગજમાં હુ પણ થોડે ઘણે અંશે પહેલવાન છું એવો ભાસતો હતોજ ને વળી આગલે શનિવારે એડીપોલોની ફીલ્મ જોઇ આવેલો તથા સોહરાબ રૂસ્તમનો કિસ્સો પણ વાંચેલો. આ બધા શૂરવીરતાનાં સ્મરણો તાજાં થતાં, પાંચ દસ દંડપીલીને મિસીસને મ્હાત કરવા તેનાપર આક્રમણ કર્યું. નરભેરામ તો મારી આવી પ્રવૃત્તિ જોઇ ઉભા ઉભા હસ્યા કરતા હતા, તે મારા તરફ દોડી આવ્યા અને મારી અપૂર્વ ગતીનો અવરોધ કરી કહેવા લાગ્યા;

" ઝવેરભાઇ! આ શું? તમારા જેવા સુધરેલા માણુસ બૈરાં ઉપર હાથ ચલાવે તો પછી બાકીજ શું રહ્યું? આવા સ્ત્રી સ્વતંત્રતાના યુગમાં તમે પ્રાચિન સમયનાં વિચારોનું પાલન કરો એ કેવળ મુર્ખતાજ કહેવાય! તમારા ધીરજ, શાંતિ અને અહીંસાના સિધ્ધાંતો ક્યાં નાસી ગયા?" અત્રે મારા મગજની સ્ટીમ ૯૯ ડીગ્રીપર હતી, જેથી પ્રત્યુત્તર વાળવાને બદલે મેં તો ધસારો ચાલુજ રાખ્યો. પણ નરભેરામ જેવા લઠ્ઠ માણુસે મને એવી બાથ બીડી કે મારાથી જરા પણ ચસ્કી શકાયું નહિ. છતાં મોઢું તો ચાલુજ રાખ્યું.

" નરભેરામ ભાઇ! બસ મને છોડો! આજ એ રાંડનો કાળજ ભમી રહયો છે! આજે હું એનો પતિ નથી પણ યમદૂત છું! બસ અબ ઘડી એનો જાન લઇશ! શાસ્ત્રોનું આજે એણે ઉલંઘન કર્યું છે! પત્નિએ પોતાના પતિને પ્રભુ સમાન ગણુવો જોઇએ, તેની સેવા કરવી જોઇએ; તેને બદલે એ રાંડ શંખણી તો મારી સામે જંગ માંડીને બેઠી છે! બસ આજ એ નહિ કે હું નહિ!" મારા આટલા લાંબા અને જુસ્સાવાળા ભાષણની અસર નરભેરામના મસ્તકમાં થવાથી મને છૂટો કર્યો, એટલામાં સામા પક્ષના સેનાપતીએ...

" લ્યો મારો! મારો! હું મરવા માટેજ અહીં આવી છું! મારા બાપનેએ મુવાને કુવો હવાડો એ ન જડયો કે આવા કઠણ હૈયાના મનીખ સાથે મારો પાલો પાડયો! ઓ મારા બાપ...રે! ઓ! મારી માડીરે! તેં મને અંધારા કુવામાં ઉતારીરે!" એમ કરી ભેં......કરતો કે ભેંકડો શરૂ કર્યો. થઇ રહ્યું સામા પક્ષે હથિઆર છોડી દીધાં હવે શરણે આવશે એવીજ મને તો ખાતરી થઇ.

પણ આ શું ! બૈરાંઓને આંસુ તો જાણે આંખની પાંપણે બાંધેલાંજ હોય છે. બેંકડાના પ્રતાપે અથવા તો મહિલા સૈન્ય કહેતાં ઘાઘરા પલ્ટણના ચોખ્ખાના રણસીંગડાના પ્રતાપે, અમારા મહોલ્લાનું આખું મહિલા મંડળ પળવારમાં મારા ઘરમાં એકઠું થઇ ગયું. પછી તો પૂછવુંજ શું ? મહિલા મંડળ તરફથી ઠપકાની અનેક દરખાસ્તો પ્રસાર થવા લાગી. લલિતાભાભીનો પટપટારો તો ચાલ્યો તે ચાલ્યો.

" ઝવેરભાઇ ! તમે તે એક બાળકના બાપ થયા છતાં નાહાનાજ રહ્યા ? બૈરાં માણસને આવું તે મરાય ? બિચારી કેવાં બોર બોર જેવાં આંસુથી રડે છે ? જરાતો દયા ખાવી હતી ? તમે પુરૂષ થયા તે શું પ્રભુના ખોળામાં બેસી ગયા ? અને એ બિચારી બૈરી સરજાઇ તે પશુ પ્રમાણે તમારો માર ખાયા કરે ! એમજને ? "

" પણ મેં એને ક્યાં મારી છે ? એને પૂછ્યા વગર એમ ને એમજ મારા પર આળ ચઢાવો છો. " આટલો ખુલાસો કરું છું એટલામાં તો અમારાં જીવકોર માસી તડુકી ઉઠયાં.

" ત્યારે એને શું કુતરે કરડી છે તે આમ બરાડા પાડીને રડે ? મારા રોયા તું તે ગામમાં રહે છે કે જંગલમાં ? " આ પ્રમાણે એકત્ર થએલા મહિલાં મંડળના આઠ દસે સભ્યો તરફથી મારાપર વાક્યના પ્રહારો થવા લાગ્યા, હું એકલો પુરૂષ ગમે તેટલો ધીર વીર કે ગંભીર હોઉં પણ મારૂં શું ચાલે ? કારણ કે હાથ લગાવ્યા વગરજ માર મારવાનું ખોટું આળ મારા પર ચઢાવી દીધું હતું. નરભેરામ તો મહિલા મંડળની પધરામણી થતાંજ હસ્તા હસ્તા બહાર નીકળી ગએલા હતા એટલે હવે મારૂં કોણુ બેલી ? હા ! ગરીબોનો બેલી પ્રભુ જરૂર

મ્હારી મદદ કરશે એમ વિચારીને મનમાંજ ત્રીજી ચોપડીવાળી પ્રાર્થના ભણવા લાગ્યો.

"અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી;
દયાળુ પ્રભુ આ બલાથી ઉગારો !
દીનાનાથ તું એક આધાર મારો"

"હે ! હરિ ! તેં દ્રોપદી, દમયંતિ, સીતા, તારામતી, સાવિત્રી વગેરે અનેક સ્ત્રીઓને અણીને સમયે મદદ કરી છે; તો હું તો પુરૂષ છું માટે મને જરૂર મદદ કરવા દોડી આવજે !

"શામળીઆજી કરજોને મારી સ્હાયરે
વ્હાલા વિમાનમાં બેસીને વ્હેલા આવજો રે,

શ્યામળીઓ તે સુઈ ગયો કે શું ? ડબલ પ્રાર્થના કરી પણ કંઇ વળ્યું નહિ. સમજાઇ ગયું ! આજ કાલના સુધારકો જેમ બૈરાંની તરફદારી કરે છે; તેમ પ્રભુ પણ બૈરાંઓનોજ હીમાયતી છે. મરદોની તેને બિલ્કુલ પરવા નથી !" શું કરૂં ?" અનાથના નાથે તો મને સાથ ન દીધો જેથી ઘાઘરા પલ્ટણે મારા જેવા એક સુધરેલા નરને વાદવિવાદમાં મ્હાત કર્યો ! મારો એક બોલ પણ કોઇ સાંભળતું ન હતું પછી હું કાયર ન થાઉં તો શું કરૂં ? હવે હું છેકજ હારી ગયો હતો એટલે કે મુંગો રહયો. એટલામાં રડતા કીકાને હાથમાં લઇને લલિતા ભાભીએ [illegible]ગબાણુ છોડવા માંડયાં. પાછી ચારે તરફ પુષ્પની વૃષ્ટિ થવા લાગી.

"આ નાના બાળકે તમારૂં શું બગાડયું છે તે નાહક એને રડાવી માર્યો !"

"પણ એને મેં ક્યાં કહ્યું છે તું રડ? એતો એની મેળેજ રાગડો ખેંચતો હતો!" મારા બોલને તો કોઇએ ગણ્યુંજ નહિ. મને ગુસ્સો તો એવો ચઢ્યો હતો કે "જો હું દુર્વાસામુની હોત તો ઘડીના છઠ્ઠા ભાગમાં શ્રાપ દઇ બધાંને બાળીને ભષ્મ કરી દેત! પણ શું કરૂં કે હું તો એક સાધારણ માણુસ છું? જો મહંમદ છેલ જેવું કંઇક જાદુ આવડતું હોત તો બધી બૈરીઓને ચકલીઓ બનાવીને ઉડાવી દેત!" પણ અફસોસ! હું કંઇ પણ કરી શકું એમ ન હોવાથી છેવટે ગૃહનો ત્યાગ કર્યો એટલે કે દેશવટો લીધો. જો હું સુલેહ શાંતિથીજ ઘરની બ્હાર નીકળ્યો હોત તો મારા મુખમાંથી આવા શબ્દો નીકળત કે:

'દરો દિવારપે હસરતસે નજર કરતે હેં,
રૂખ્સત અય એહલે વતનહમતો સફર કરતે હેં.'

તેને બદલે મારા મોઢામાંથી નિમ્ન લિખીત શબ્દો નીકળી પડયા:

"દરો દિવારપે ગુસ્સેસે નજર કરતે હેં,
જંગલી ઓરતોં કે સબબ હમતો સફર કરતે હેં"

મને શાંત પાડવા નરભેરામભાઇ પણ આંગણામાંથી મ્હારી સાથે થયા. તેમણે કહ્યું

"ભાઇ! દિલગીર થવાનું કંઇ પણ કારણ નથી. જ્યાં જુઓ ત્યાં રાણીનાંજ રાજ છે! મોટા મોટા બડેખાંઓ પણ ખાનગીમાં તો બૈરીની ખુશામદ કરે છે. માટે એવી નજીવી બાબતનો પસ્તાવો મુકી દયો અને સ્ટેશનની પાસે સરદાર ભુવનમાં જઇ જરા આઇસક્રીમ ખાઇને શાંત થાઓ!"

અમે હવે ચુપ ચુપ પંથ કાપતા અમારા સુરત શહેરની પ્રખ્યાત સરદાર ભુવન લોજમાં ગયા. બબ્બે પ્લેટ આઇસક્રીમ ખાઇને રૂ. ૧નું બીલ

ચુકવી બહાર નીકળી સ્ટેશન તરફ ગયા. નરભેરામભાઇ મને ઘેર લઇ જવા સમજાવવા લાગ્યા પણ મેં મારી પુરૂષ તરિકેની મક્કમતા છોડી નહિ "શું જે ઘરમાંથી મેં બહાર પગ મુક્યો તે ઘરમાં હું જાઉં ! કદી નહિ !"

"વીરનર કેરૂં વચન
સમજો જગતમાં એક છે.
બોલ્યું વચન નિભાવવું
એ વીરનરનો ટેક છે."

મારી આવી અડગતા જોઇ નિરાશ થઇ નરભેરામ ઘરે ગયા. અને હું ગુસ્સામાંને ગુસ્સામાં વીશીમાં સુઇ રહયો. ત્રણ ચાર દિવસ વીશીમાં કાઢયા. ખાસ્સા પંદર રૂપીઆનો ઘાણ વળી ગયો. જેથી ફીકર થવા લાગી કે જો આમને આમ બે અઠવાડીઆં આ વીશીમાંજ વીતી જાય તો ખીસાં ખાલી થઇ જાય. ને ઉલ્ટો કરજનો બોજો શીરે આવી પડે ! ભવિષ્યનો વિચાર થયો અને તરતજ ભુતકાળનું સ્મરણ થયું. વસ્લની રાત્રિનું પ્રેમ રાજ્ય સાંભરી આવ્યું. મિસીસ પ્રત્યે મમતા વધી. કીકાનાં દર્શન કરવાની અધીરતા અંતરમાં જામી. પતિ પ્રેમ અને પુત્ર પ્રેમનો ઉભરો અંતરમાંથી ઉછળી હોઠ સુધી આવી ગયો. ઘેર જવાનું મન થયું.

"પણ હવે જાઉં તો વાણીઆ મુછ નીચી કરવી પડે !" વિચારમાંને વિચારમાં આખો દિવસ વ્યતિત થયો. નવા વર્ષનો પ્રથમ દિવસ મેં શોકમાં ગુમાવ્યો, તો આખું વરસ શોકમાંજ પસાર થશે આવો વિચાર મનમાં આવતાંજ કારતક શુદ બીજની રાતના બાર વાગે, જનસમુહ ઉંઘમાં પડયો હતો પણ રાતના રાજા ઘુવડ અને

વનવાગળાં ક્ર્યું કઠોર ધ્વની કરતાં ફરી રહ્યાં હતાં, તેવે વખતે નરભેરામભાઇનાં બારણાં ઠોક્યાં. બારણાં ઉઘાડ્યાં મનનો ઉભરો કાઢયો. નરભેરામભાઇનાં પત્નિ યાને અમારાં લલિતા ભાભી, મિસીસ પાસે એટલી મોડી રાતે પહોંચી ગયાં અને અષ્ટમ, પષ્ટમ સમજાવી સુલેહના કોલકરાર કર્યા. અંતે ઢીંગણી લલિતા ભાભીના ઓથામાં હું લાંબો છતાં વાંકો ચાલીને લપાતો છૂપાતો મારા ગૃહના પ્રવેશ દ્વારમાં ગયો. ગૃહરાણીએ કટાક્ષમય સ્મીત કર્યું. ગમે તેવી તો પણ એ મારા હૃદય સામ્રાજ્યની રાણી તો ખરીજને? એટલે મેં એની સર્વ ભુલો મનમાં ને મનમાં માફ કરી દીધી. અને નવિન પ્રેમના જોડાણની શુભ નિશાની તરિકે કીકાનાં કપાળમાં એક ચુંબન કર્યું. લલિતાભાભી તો સમય વિચારી ક્યારનાંએ સિધાવી ગયાં હતાં. જેથી મિસિસે છણકો કરીને મારી પાસેથી કીકાને લઇ લીધો ને તે નાદાન બાળકને ઠપકો દેવા લાગ્યાં.

"પિટયા! તને એવા નમેરા બાપ પાસે જતાં શરમ પણ ન આવી?"

"પણ બાળક બિચારૂં શું સમજે?" ગમે તેવી પણ એ મ્હારી અર્ધાંગના એટલે કે અર્ધું અંગજ છે ને! એમ વિચારી ભૂલની માફી માંગવાનો મનમાં ઠરાવ કર્યો એટલામાં તો મોઢામાંથી તે ઠરાવના શબ્દો નીકળી પડયા.

"મને તું માફ કર રાણી,
વચન પર ફેરવ્યું પાણી."

વ્હાલા વાંચક! તું આશ્ચર્ય પામીશ નહિ. કારણ કે આજ કાલ બોલેલા બોલ પાછા ખેંચી લેનાર તો સદ્‌ગૃહસ્થ કહેવાય છે. અને સ્ત્રીઓનું સન્માન કરનારજ જેંટલમેન ગણાય છે. એનકાને લીધે

વિશ્વામિત્ર જેવા મહાન ઋષિના તપનો ભંગ થયો હતો; તો મારા જેવા એક થર્ડક્લાસ મનુષ્યના વચનનો ભંગ થાય એ કંઈ મોટી વાત ન કહેવાય ! આગળ પાછળના અનેક વિચારોને અંતે મેં મારી હૃદયરાણીની ક્ષમા માગી હોય તો તે "સમય વર્તે સાવધાન"ની કળાજ કહેવાય ! સ્ત્રી સ્વતંત્રતાના યુગમાં સ્ત્રીઓને સમાન ગણવી એમાંજ ફાયદો છે. નહિંતર બ્હાર સડક પર તો સરકારનું રાજ્ય છે પણ ઘરમાં તો **રાણીનાંજ રાજ છે**. સમજ્યાને ! થોડું લખ્યું ઘણું કરી વાંચજો ! નહિ તો નરસિંહ મહેતા થવું પડશે !



(૫)

# અકકલના ઈજારદાર

## વિભાગ ૨ જો.

### આદર્શવીર યુવાનો !

એક દિવસે ઝાકળ પુષ્કળ પડયું હતું; જેથી ગામને પાદરે વડ હતો તેના ઉપરથી પાણીનાં બુંદ ટપકી રહ્યાં હતાં. અમીણીએ અભેસંગ દિશાએ જઇ આવતો હતો તેના મસ્તક પર થોડાંક બુંદ પડયાં. તેણે સગડી જેવી ઝીણી નજરથી અવલોકન કર્યું તો તેના ફળદ્રુપ ભેજામાંથી ફણગો ફુટયો કે

"જરૂર, જરૂર, આ વડને કોઇએ માર્યો છે; નહિતર આમ એકાએક રહે નહિ !" એણે જઇને ગામમાં વાત ફેલાવી કે "આપણા ગામના વડને કોઇએ માર્યો છે, જેથી તે રૂદન કરે છે." પંચ ભેગું થયું અને નિર્ણય થયો કે

"વડને મારનારને આપણે પણ મારવો !" ઠરાવ પ્રમાણે ચાલીસ, પચાસ યુવાનો હથિઆર ધારણ કરી, ઘોડેસ્વાર થઇ વડને મારનારની શોધમાં નીકળ્યા. પ્રથમ ખરસાણા ગામને ગોંદરે ગયા, તો ત્યાંના વડને પણ રડતો દીઠો. એથી એમને આશ્ચર્ય લાગ્યું

"અરે ! આ વડને પણ કોઇએ માર્યો છે ?" ત્યાંથી નરસાણા ગામની ભાગોળે પહોંચ્યા, તો ત્યાંનો વડ રડતો ન હતો તેથી એમણે ધારી લીધું કે "આ વડે જ આપણા વડને માર્યો છે." ખરી રીતે જોતાં તે ગામે આવતાં બપોર થઇ ગયા હતા, જેથી

ઝાકળ ઉડી ગયું હતું. તે વડ પર હથિઆરના પ્રહારો કરવા માંડયા

"હે અભિમાની વડ! તેં અમારા વડને એકલો જાણીને માર્યો છે, તો હવે લેતો જા!" ગામના મુખીને આ વાતની ખબર પડી. તે આવ્યો અને આ લોકોને વડ પર આક્રમણ કરતાં અટકાવ્યા; ત્યારે એ બુધ્ધિના ભંડારોએ પ્રત્યુત્તર વાળ્યો કે

"એ દુષ્ટ વડે અમારા વડને માર્યો છે, જેથી તે બીચારો સવારથી રડયા કરે છે." મુખી વસ્તુસ્થિતિ સમજી ગયો. તેણે કહ્યું,

"વડને કોઇએ માર્યો પણ નથી અને રડતો પણ નથી. એ તો ઝાકળ પડયું હશે! માટે જો ખાતરી કરવી હોય તો એક માણસ ઘોડો દોડાવી જોઇ આવો. ઝાકળ હશે તો સુકાઇ ગયું હશે, અને વડ રડતો હશે તો હજુ આંસુ ટપકી રહ્યાં હશે!" એક માણસ મારતે ઘોડે ગયો અને ખબર લાવ્યો કે "વડ રડતો નથી." જેથી તરસાણાનું તીસમારખાં લશ્કર સુલેહના કોલકરાર કર્યા વગરજ ખારું દહીં ખાધા જેવું ડાચું કરી "આવ્યું તો ધસીને, પણ પાછું વળ્યું હાથ ઘસીને!"

× × × ×

તરસાણામાં મોટાભા ગણાતા વજેસંગની ડેલીએ દરરોજ ડાયરો જામતો. કસુંબાપાણી અને હુકકાની લ્હેરમાં ટોળટપ્પા ઉડતા. આમ કેટલાક દિવસ સુધી હાલ્યું, જેથી વજેસંગના ઘરેથી લક્ષ્મી રીસાણી. રીસાએલી લક્ષ્મીને મનાવવા વજેસંગ ખાદીની પછેડીથી કમર કસીને મેદાને પડયા. એટલે કે નોકરીની શોધમાં બ્હારગામ ગયા. રસ્તામાં એક ઝાડ તળે બે માણસો બેઠા હતા તેમની પાસે "રામરામ" કરીને જરા વિસામો લેવા વજેસંગ પણ ઉભા તે બે પૈકીના એક માણસે પુછયું:—

"ઠાકોર! ચ્યોંથી આવોસ ને ચ્યોં જાવોસ?"

"તરસાણેથી આવું સું ને નોકરી ગોતવા જાઉં સું."

"નોકરી બોકરી કરવા કરતાં અમારા ધંધામાં જોડાઇ જશો તો ઘણો તડાકો પડશે."

"તમે કીયો ધંધો કરોસો ?"

"સોરીનો. આજકાલ બધા ગે ધંધામાં ખોટ હોવાથી અમે એ ધંધો શરૂ કર્યો સે."

"આપણે તો રૂપીઆ કમાવા સે. માટે ઇ રોજગારે ઠીક સે ! પણ મને તો સોરી કરતાં આવડતું નથ ?"

"અમે કરીએ ઇ તમારે કરવું !"

"ત્યારે હાલો તૈયાર સીએ !" ત્રણ સબ્યોનું મંડળ તસ્કર આર્ટ અજમાવવા કોઇ ગામ તરફ વળ્યું. મધ્યરાત્રે એક ભરવાડના વાડામાં એક ચોર પેઠો ને એક બહાર થોડે દૂર ચોકી કરવા ઉભો. વજેસંગને અંદરથી ઘેટાં ફેંકે તે ઝીલીને ચોકી કરવા ઉભેલાને સોંપવાનું કાર્ય સોંપાએલું હતું. અંદરવાળાએ એક સારૂં ઘેટું બહાર ફેંકયું. વજેસંગે તેને ઝીલી લીધું ને પાછું અંદર ફેંકયું, કારણ કે તેને તો ચોરોએ શીખવ્યું હતું કે "અમે કરીએ ઇ તમારે કરવું" તેથી ચોરે અંદરથી બહાર ઘેટું ફેંકયું, ત્યારે એણે બહારથી અંદર ફેંકયું. અંદરવાળો સમજ્યો કે

"વજેસંગને આ ઘેટું હલકું પડયું હશે," તેથી ફરીથી બરાબર તપાસી બીજું ભારે ઘેટું બહાર ફેંકયું. ત્યારે વજેસંગે તેને પણ અંદર ફેંકયું ! અંદરવાળાએ જાણ્યું કે

"આ ઘેટું પણ વજેસંગને પસંદ ન પડયું." એટલે ફરીથી તેના કરતાં પણ ભારે ફેંકયું. વજેસંગે તેને પણ અંદર ફેંકયું ! આમ ફેંકાફેંકીના ધબકારા તથા ઘેટાંની બુમરાણથી ભરવાડ અને તેમના કુતરા

જાગી ઉઠયા. અંદરવાળો ચોર કુદીને બહાર પડયો; ત્યારે વજેસંગ કુદીને અંદર પડયો ભરવાડોએ ફક્ત એમનાં હાડકાં ખોખરાં કર્યાં ! જોયું આબાદ અનુકરણ !

× × × ×

## બુધ્ધિશાળી બુઠ્ઠાઓ !

એક વખતે બ્હાર ગામથી તરસાણામાં જાન આવી જાનૈયાઓને સારી રીતે જમાડી વિદાય કર્યા. જમણ સારૂં થયું હતું. પણ દાળમાં ગરમ મસાલો નાખવાનું રસોઇઓ ભુલી ગયો હતો. જાનૈયાઓએ એ વાત જતી વખતે કોઇના નાકમાં નહિ, પણ કાનમાંજ કહી ! જાન એકાદ કોસને અંતરે ગઇ હશે; ત્યારે પેલા માણસે કન્યાના બાપને વાત કરી કે "દાળમાં ગરમ મસાલો ન હતો એમ જાનૈયા કહેતા હતા."

"હેં શું ! દાળમાં મસાલો ન હતો ? આ તો મારી આબરૂ પર પાણી ફરી વળ્યા જેવું થયું ? જાઓ માનસંગ, અભેસંગ, ગઘેસંગ ઇત્યાદિને કહો કે જલ્દી ઘોડા પર પલાણ માંડે !" જોતજોતાંમાં ઘોડા પર પલાણો મંડાઇ. કન્યાના પિતા સાથે પાંચ અનુભવી ને ઠરેલ વૃધ્ધો તૈયાર થયા અને એક મણ ગરમ મસાલાનું પોટલું બાંધીને જાનૈયાઓને આપવા તેમની પુંઠે પડયા. જાનૈયાઓએ દૂરથી ધુળ ઉડતી નિહાળીને ધારી લીધું કે "બ્હારવટીઆઓ લુંટવા આવતા હશે." એટલે તેમણે બમણાં વેગથી બળદો દોડાવવા માંડયા. તરસાણાવાસીઓએ ત્રણ ગણા વેગથી ઘોડા દોડાવ્યા અને જાનૈયાઓને તેમના ગામની ભાગોળે પહોંચતાં સુધીમાં તો પકડી પાડયા. તેઓ પણ હથિઆર કાઢી બચાવ કરવા તૈયાર થયા. છેક લગોલગ આવી જતાં તરસાણાવાસીઓએ બુકાનીઓ છોડી ત્યારે વસ્તુસ્થિતિ સમજાણી. (કન્યાના પિતા કે જેમણે

સાદ ચોમાસાં વગર છત્રીએજ પસાર કર્યાં હતાં, તેથી એ પણ ઘોડા પર નાઠા ત્યારે એવણના બુઢ્ઢા મસ્તકમાં રહેલી પેલી જરી પુરાણી બુદ્ધિ પણ નાઠી હોવી જોઇએ.) કન્યાના પિતાએ વેવાઇને ગરમ મસાલાનું પોટલું સોંપતાં ઠપકો આપ્યો.

"ભલા મનીખ, આમ તે કરતા હઇશું? માણસ માતર ભુલને પાતર છે. અમે ભૂલી ગયા તો તમારે પહેલાંથી કહેવું હતું ને કે દાળમાં મસાલો નથી?"

વેવાઇ બોલ્યા "ચાલો તેમાં થઇ શું ગયું? આવી નજીવી બાબતમાં આટલી દોડધામ અને પરસેવો ટપકાવવાની શી જરૂર હતી?"

"કેમ નહિ! રસોઇની ખામી એ અમારી પરોણાગતની ખામી ગણાય! માટે હવે તો ગઇ ભુલ સુધારવાનો એકજ ઉપાય છે કે ચપટી ચપટી મસાલો દરેક જાનૈયાને આપો કે તે ફાકી જવાથી પેટમાં દાળ સાથે મળી જશે!" વેવાઇએ વાત હસી કાઢી. પણ તરસાણાના મુરબ્બીઓના આગ્રહને વશ થયા વગર અંતે ચાલ્યુંજ નહિ. છેવટે દરેકને મને કે કમને મસાલો ફાકવો પડયો! જોયું "છે બુધ્ધિ કોઇના બાપની?"

× × × ×

તરસાણાવાસીઓ દરેક બાબતમાં આગળ પડતા; પણ ધાર્મિક બાબતોમાં પાછળ પડતા હતા તેત્રીસ કોટિ દેવદેવીઓમાંથી એકેએક દેવદેવીએ અત્યાર સુધી તરસાણા પર કૃપાદૃષ્ટિ કરી નો'તી એમના સદ્‌ભાગ્યે કોઇ સત પુરૂષનું ગામમાં એકાએક આગમન થયું. તેમણે ધર્મનો બોધ કર્યો અને ખુબ ભારપૂર્વક ભૂમિ પર પગ પછાડીને કહ્યું કે "આ મોંઘો માનવદેહ એળે શા માટે ગુમાવો છો?"

"મહારાજ, અમારો ફેરો સફળ થાય એવો કોઇ રસ્તો બતાવો." તરસાણાના પટેલોએ વિનતિ કરી. જેથી મહારાજે કહ્યું "પ્રભુની ખુલ્લા



**અક્કલના ઇજારદાર પાનું ૩૩**

ભૈયાઓ ચપાતી ખાઇ ડંડાબાજી કરવામાં આગળ પડતા છે.

દીલે પ્રાર્થના કરો! (કેટલાક તો કેડીયાંની કસો છોડવા લાગ્યા) ચાલો, આજે મારી સાથેજ સુર્યપુજન કરવા. હું કરૂં તેમ કરશો તો તમારૂ કલ્યાણ થશે."

ગામના વૃધ્ધો નદી કિનારે મહારાજ સાથે ગયા. મહારાજે અસ્તાચળે પહોંચેલા સુર્યને નમસ્કાર કર્યા, તેમ બધાએ કર્યું. મહારાજને વાયુની બીમારી હતી; જેથી પ્રભુધ્યાન ધરતાં ચકરી આવી ગઇ ધરણી પર ઢળી પડયા, ડોળા ચડી ગયા, મોઢામાંથી ફીણુ નીકળવા લાગ્યું. બધા વૃધ્ધો પણ "એ પ્રભુ ભક્તિનો કોઇ પ્રકાર હશે" એમ સમજીને ભૂમિ પર આળોટી પડયા અને મોઢામાંથી ફીણુ તો ન નીકળ્યું, પણ ડોળા ઉંચા ચઢાવીને થુંક કાઢવા લાગ્યા! આ પ્રભુ ભક્તિનો નવિન પ્રયોગ લગભગ અર્ધા કલાક સુધી ભજવાયો. અંતે મહારાજને ભાન આવતાં બેઠા થયા, ત્યારે બધા ડોલ કરતા હોય તેમ એકી સાથે બેઠા થઇ ગયા! મહારાજ તો આવી અક્કલમંદીથી પરિપુર્ણ અનુકરણ કરવાની રીત પર દિલગીરીનો ઠરાવ પસાર કર્યા વગર બીજે ગામ ચાલ્યા ગયા. અને અક્કલના એકલા ઇજારદારો, મહારાજ નાસી જવાના શોકમાં ડાહ્યુ જેવું ડાચું કરીને ઘરભેળા થયા! એ આત્માઓ ઇશ્વરને ત્યાંથી ભીંડી બઝારમાંથી નહિ, પણ અક્કલની બજારમાંથી આવ્યા હોવા જોઇએ. નહિતર એકેએક ભેજામાં આટલો બધો સામટો અક્કલનો સરવાળો શી રીતે થાય?



(૭)

# જીવણુ કાકા

## પ્રથમ મેળાપ.

જગતમાં નેપોલીયન જેવા મહાન પુરૂષોનાં જીવન ચરિત્ર અનેક લખાયાં છે પણ અમારા જેવા થર્ડ કલાસ પુરૂષ એટલે કે સાધારણ કોટિના મનુષ્યનાં જીવન ચરિત્ર ભાગ્યેજ લખાય છે. વળી ઘણું કરીને મહાન પુરૂષોનાં ચરિત્ર તેમનાં મરણ પછી લખાય છે; ત્યારે અમારા જીવણકાકાનું ચરિત્ર તેમની હયાતીમાંજ લખવાની મને ફરજ પડી છે. આજથી દસ વર્ષ પર રાજનગરની કોલેજના કંપાઉંડમાં એમનો પ્રથમ મેળાપ થયો. પ્રથમ દૃષ્ટિએજ લોહચુંબક લોઢાને ખેંચે તેમ હું જીવણ કાકા તરફ ખેંચાવા લાગ્યો. પ્રકૃતિનો નીયમજ છે કે જો કોઇ વસ્તુ ઉત્તમ હોય તો તેને જોવાની ઇચ્છા સૌને થાય કાંતો વિચિત્રતા હોય તો પણ જોવાની ઉત્કંઠા થાય. ગમે તે કારણે પણ એટલું તો ખરૂંજ કે પહેલાજ દર્શને હું જીવણકાકાનો ચાહક બન્યો. ગોકુળમાં ગીરધરને નિરખતાં ગોપિકાઓની જે ગત થઇ હતી તેવી ગત જીવણકાકાને જોતાં મારી થઇ ! અરે ! નાટકવાળાની ભાષામાં કહું તો:—

ઘેલો થયોરે હું તો ઘેલો થયો,
મ્હારા જીવણકાકાની વાંસે ઘેલો થયો !

એક નજરમાં હું તો રંગાઇ ગયો ! જીવણકાકા વગર હવે મને એક પળ પણ ન ગોઠતું. આજે નવ વર્ષ થયાં તેમના વિયોગના સંતાપથી હું પિડાઉં છું. હું દુઃખી થાઉં છું ! વ્હાલા વાંચક ! એમની મુખાકૃતિના થોડાક વર્ણન ઉપરથી તું અમારા જીવણકાકાને ઓળખી

શકીશ. તને એ ક્યાંએ મળે તો તું મને તત્કાળ ખબર દેજે કે જેથી કાકાનાં દર્શન કરી કૃતાર્થ થાઉં !

## મુખદર્શન.

કાકાનાં દર્શન થાતાં પ્રફુલ્લ થાતું મુખડું.
સહવાસમાં કાકાના વિસારે પડતું દુઃખડું.

ગુર્જરગિરામાં સર્વશ્રેષ્ઠ અને ગુર્જર રાષ્ટ્રમાં સર્વવ્યાપિ એવા વીસમીસદી માસિકના એક અંકમાં "જીભલડીરે તને મોદકખાતાં આવડો આનંદ ક્યાંથીરે ?" વાળા કાવ્ય સાથે જે દુંદુભી ઢોલ જેવા પોલા પેટવાળા ભુદેવનું રેખાચિત્ર દોરવામાં આવ્યું છે તેજ અમારા જીવણુકાકાનો આબેહુબ નમુનો છે ! પણ વીસમીસદી જેણે વાંચી ન હોય એવા વર્તમાન વાંચકોને માટે આ ઓળખાણ નકામી છે. તો ચાલો બીજી રીતે કાકાનું અવલોકન કરીએ. સાડાત્રણ હાથ ઉંચા અને સાડા ત્રણ હાથનું ધોતીયું ધારણ કરનારા, રંગે રતાશ પડતા, મદારીની ડુગડુગીથી ડેન્સ કરતા નાથીઆ ડોસાના મુખાવિંદને કંઇક અંશે મળતા ચહેરાવાળા કે જેમના કપાળના ઉચ્ચ પ્રદેશપર બારેમાસ કંકુનો ઉભો ચીપીયો શોભી રહેતો કે જે વૈરીઓને પ્રથમ નજરેજ વશ કરવામાં ત્રિશુળનું કામ કરતો. બોડકા માથાપર અમદાવાદી એદા ઘાટની પાઘડી શોભી રહેતી, પાઘડીની નીચે એ ફુટ લાંબી ચોટલી નહિ પણ ચોટલો હતો. આ ઉપરાંત એમનો કાળા પરમાટાનો એક કોટ કે જેની પંદરમી જયંતિ થોડાક દિવસપર ઉજવાઈ હતી. જ્યોર્જ મહારાજની રાજ્યરોહણ ક્રિયાની ખુશાલીમાં એ કોટનો એમણે અંગીકાર કર્યો હતો. ત્યાર પહેલાંતો એઓ શ્રી ચોબગલાંજ પહેરતા. આ કોઇ મારા ખિસ્સાની કાઢેલી વાત નથી પણ એમના શ્રીમુખનીજ પ્રસાદી છે ! પાઘડી તો અર્વાચિન

કાળનીજ છે કારણ કે સત્તાવીસ વર્ષનો કાળ કંઇ વધારે ન કહેવાય! કદાચ કોઇ કહેશે કે પાઘડી આટલી પુરાણી છે તો તમારા જીવણકાકા કેટલી વયના છે? મારા સાહેબ! એ વાત લખવાનું તો હું ભૂલીજ ગયો! એવણ સાહેબ જ્યારે અમારી સાથે વિદ્યાભ્યાસ કરતા હતા ત્યારે એમની ઉમર ફક્ત બેંતાળીસ વર્ષની હતી, ત્યાર સુધીમાં એઓશ્રી પાંચ બાળકના બાપા થઇ ચુકયા હતા.

## કાકાની સખાવત.

જ્યારે પહેલા વેકેશનમાં કાકા સ્વધામ જવાને તૈયાર થયા; ત્યારે મેં બળાત્કારે એમનું પોટકું ખૂચવી લીધું. તેને છોડી જોયું. તો અર્ધું કોબીજ શાક માટે બાંધી લીધું હતું કે જેની કીંમત ફક્ત એક પૈસો હતી! લ્યો હવે તમેજ વિચાર કરો કે છ મહીને ઘેર જાય અને કાકીજીને ભેટ આપવા ફક્ત અર્ધું કોબીજ! જો આ ઉદારતાની વાર્તા કોઇ હાતમતાઇની કબર પર જઇને કહી આવે તો જરૂર તેના આત્માને આનંદ થયા વગર રહે નહિ! દશેરાનું પર્વ હતું જેથી કોલેજમાં રજા હતી. બધા વિદ્યાર્થીઓ મોજ કરવા બહાર નીકળી પડયા હતા, કોઇ બજારમાં તો કોઇ સિનેમામાં, કોઇ ગાર્ડનમાં તો કોઇ રમણીય સ્થળો નિહાળવા, કોઈ સરિતા તટે જળવિહાર કરવા ઉપડી ગયા હતા. રાત્રે વાળુ કરીને પરવાર્યા પછી આજનો દિવસ કેવી રીતે આનંદથી ગુજાર્યો તે વિષે રેતીના પટપર બેઠું અમારૂં મંડળ વાર્તાલાપ કરતું હતુ, એવામાં જીવણકાકા આવી લાગ્યા. તેમણે પોતાના આખા દિવસની પ્રવૃત્તિમાં જણાવ્યું કે "આજે તો મેં લક્ષ્મિવિલાસ ભુવનમાં જઇને બે દોઢીયાંનો ચાહ પીધો!" બધા કેનેરીની ગુફા જેવું પહોળું મોઢું કરીને (ખડખડાટ હસીને) બત્રીસ દાંત દેખાડવા લાગ્યા. કારણ કે ચાહ

જેવી સર્વવ્યાપિ દેવી જીવણુકાકાના સહવાસમાં આજેજ આવી! ખરેખર! ધન ધન્ય દહાડો તે દેવીને કે અમારા જીવણુકાકા જેવા દ્દઢવીરને પોતાનો પરોણો બનાવ્યો!

## બદામની ચોરી!

ભુતકાળમાં ભલે ગમે તેટલાં ઉદાર પ્રાણીઓ થઇ ગયાં હોય પણ વર્તમાન સમયમાંતો અમારા જીવણુકાકા જેવા ઉદાર આત્મા કોઇક ભાગ્યેજ હશે તે ઉપરના ઉદાહરણથી આપ સર્વે સાહેબોની "આયા સમજકે બીચમેં" હવે પરીક્ષા નિકટ આવેલી હોવાથી બીજા વિદ્યાર્થીઓ મગજને પ્રફુલ્લ રાખવા પૌષ્ટિક ખોરાક ખાવા લાગ્યા, જેથી જીવણુકાકા પણ અર્ધોશેર બદામ લાવ્યા ને દરરોજ સવારમાં ઉઠીને નિયમાનુસાર પાંચ સાત બદામો ચાવવા લાગ્યા, જેથી એક અઠવાડીઆમાં તો એમનું મગજ ફળદ્રુપ થયું હોય એમ ભાસ થવા લાગ્યો. એમના પ્રૌઢ મગજમાં થએલું પરિવર્તન તથા તે પરિવર્તનના કારણભુત પેલી બદામોની ચર્ચા કોલેજમાં થવા લાગી. મ્હારૂં મગજ ઉશ્કેરાયું, બદામો હસ્તગત કરવાની પ્રેરણા થઇ. મધ્ય રાત્રે તસ્કરનું કાર્ય કર્યું. પાશેર બદામો હાથ લાગી ને તેજ વખત પેટ પૂજાવર્કસ કમિટિને સ્વાધીન કરી. સવારમાં મોડો ઉઠયો કારણ કે,

રાતે મોડા જે સુવે મોડા ઉઠે વીર;
બળબુદ્ધિ ધન બહુ વધે સુખમાં રહે શરીર?

ઉઠીને જીવણુકાકાની રૂમમાં ગયો તો ત્યાં શોકનાં વાદળો ચઢી આવ્યાં હતાં. મોઢાનો તોબરો ચઢેલો હતો; જેથી મેં પૂછયું.

"કેમ કાકા સાહેબ! આજે પ્રભાતમાં તોબરો ચઢયો છે?" મહા મુસીબતે પ્રત્યુત્તર મળ્યો.

"તું તારે જતો હોય તો જાને! તારે બીજાની શી પંચાત?"

"કોઇ દિવસ નહિ ને આજે મારા પ્રત્યે આવાં વેણુ?"

"અરે, ભાઇ! તારી સાથે હું શું મગજમારી કરૂં?"

"કેમ!"

"કેમ શું મારી પેટીમાંથી કોઇ પાશેર ઉપર બદામ ચોરી ગયું!"

"હેં! શું કોઇ બદામ ચોરી ગયું? મહા અનર્થ! વિદ્યાલયમાં ચોરી!"

"ત્યારે હું શું ગપ મારૂં છું!"

"ત્યારે તો ચાલો આપણે એ બાબતની ખબર કાઢીએ." હું બદામની ચોરી પકડવા ડિટેકટીવ તરિકે મેદાને પડયો. બપોર સુધી તપાસ કરી પણુ ચોરનો પત્તો લાગ્યો નહિ. પત્તો શાનો લાગે? કારણુ કે હું ડિટેકટીવજ ચોરછું! જીવણકાકાની ચિંતાની બાદબાકી થવાને બદલે સરવાળો થવા લાગ્યો. ચોરને ભયંકર શ્રાપ દેવા વરૂની બોડ જેવું મોઢું પહોળું કર્યું એટલામાં મેં તેમની પાસે જઇ દૃઢતાથી કહ્યું.

"કાલ સવાર સુધીમાં હું ચોરનો પત્તો લગાડીશ બલ્કે મુદ્દામાલ પણુ રજુ કરીશ." કાકાને મારામાં વિશ્વાસ હતોજ કારણુ કે અત્યાર પહેલાં કેટલાએ પ્રસંગોમાં મેં એમને મારૂં પરાક્રમ બતાવી દીધું હતુ. મારા અંતઃકરણુમાં પણુ દયા ઉભરાઇ કે–

"એ બિચારાને પાશેર બદામ માટે આખો દિવસ ચિંતા કરવી પડી!" બજારમાં દોડયો અને દોઢપાશેર બદામ લઇ આવ્યો ને સવારમાં કાકા ઉઠે તે પહેલાં તેમની પેટીમાં મુકી આવ્યો. પેટીને તાળું દીધેલું હતું પણુ તે તાળું મેંજ કાકાને આપેલું હોવાથી તેને વગર ચાવીએ ઉઘાડવાની કળા હું જાણુતો હતો. સવારમાં કાકા ઉઠયા,

મોઢાના દેખાવમાં કંઇ ફેરફાર ન થયો હતો. એવામાં પેટી ઉઘાડતાં એમની દૃષ્ટિ અચાનક બદામો પર પડી. સીધા મારી રૂમમાં દોડી આવ્યા. મારો હાથ પકડી કહેવા લાગ્યા.

"ચાલ ચાલ, જોતો ખરો ! બદામો તો કોઇ મુકી ગયું !"

"હેં ! શું બદામો કોઇ મુકી ગયું ?" કાકાના હર્ષનો પાર રહ્યો નહિ. બીજે દિવસે બધી અથઇતિ મેં કહી સંભળાવી જેથી કાકા ગુસ્સે થતા બોલ્યા "હત્તતારીની મને કેટલી બધી ચિંતા કરાવી ? ગાંડા આવું કામ તે કરતા હઇશું !"

## કેળાંનો લુમ.

આ બનાવ પછી થોડા દિવસે કોલેજના કમ્પાઉન્ડમાં હાહાકાર થઇ રહ્યો. દરેક રૂમની ઝડતી લેવાવા માંડી કેટલીક પૂછપરછને અંતે સમજાયું કે કોઇ એકાદ કેળ ઉપરથી કેળાંનો લુમ કાપી ગયું છે કે જે લૂમમાં લગભગ દોઢસો કેળાં હતાં. લ્યો ! એક સામટાં દોઢસો કેળાંની ચોરી શી રીતે થાય? બધી લાઇનોની ઝડતી લેવાઇ. હવે અમારી લાઇનની શરૂઆત થઇ, અમારી લાઇમાં પહેલી રૂમ જીવણકાકાની ને છેલ્લી મારી હતી. જવણકાકાના સદ્ભાગ્યે અમે તેજ વખતે બેચાર કેળાં લાવીને ખાધાં હતાં જેની છાલ ખુણાંમાં પડી હતી. પુરાવો મળ્યો જાણી ખૂબ તપાસ કરી પણ મુદ્દા માલમાં ચાર કેળાંની છાલ સિવાય કંઇ ન જડયું.

શોધ ખોળ કરનાર અમલદારોને નિરાશ થવું પડયું. વિદ્યાર્થી બંધુઓ ઉપર સખ્તાઇ થવા લાગી. બીજે દિવસે સવારમાં જીવણકાકાએ પેટી ઉઘાડી તો કેળાંનો લૂમ તેમાં દેખાયો. એ તો બેબાકળા મારી પાસે દોડી આવ્યા કારણ કે લગભગ એમના ઓનરરી વડા પ્રધાનનું કામ મારેજ કરવું પડતું. એમનાથી તેઃ ગભરાટમાં કંઇ બોલી પણ શકાયું નહિ. મેં પૂછયું–

"કાકા છે શું? આવા ગભરાઇ કેમ ગયા છે?"

"અરે! તું ચા...લ! મારા બાપ પકડાઇ ગયા તો બાર વાગી જશે!" પોલિસ પાછળ લાગી હોય ને ચોર ગભરાટમાં દોડે એવી સ્થિતિ અમારા જીવણકાકાની હતી. મારૂં બળાત્કારે હરણ કરીને એમની રૂમમાં લઇ ગયા ને પેટી ઉઘાડી તો કેળાંનો લુમ દેખાયો.

"લે જો! કોઇએ બારોબાર મારૂં કાટલું કાઢવાનો પ્રપંચ રચ્યો છે!" આપણે તો જોઇતું હતું તેવુંજ મળ્યું, બે ચાર કેળાં લઇ ખાવાની શરૂઆત કરી. કાકા તો ચિડાયા.

"અલ્યા! મારો તો જીવ જાય છે ને તું તો મઝાથી કેળાં ખાય છે?" મેં કાકાના કાનમાં કંઇક કહ્યું જેથી કાકા બોલ્યા.–

"પણ એ તો પાપ કર્મ કહેવાય ને ચોરી પકડાય તો ડીસમીસ થવાય!" એમ બોલતાં બોલતાં કાકા સાહેબ પણ એક કેળાનો એક એક કોળીઓ કરતા ગયા. સાથેના બીજા અમારા આઠ દસ મિત્રોને હું બોલાવી લાવ્યો ને કેળાંની ઉજાણી કરી પણ છાલને એવી સીફતથી ઉડાવી દીધી કે કોઇને ખબર પડી નહિ. અમારા મિત્ર મંડળમાં આશ્ચર્યતા છવાઇ કે.

"કેળાંનો આગલે દિવસે ચોરાયાં હતાં ત્યારે ઝડતી લેવાઇ તે વખતે મુદ્દામાલ કયાં હતો?" દોસ્તો! મ્હારા ગુરૂજી જીવણ કાકાના પૂન્ય પ્રતાપે મને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થવાથી બાગની એક કુંજમાંજ દ્રાક્ષના માંડવા નીચે એ લુમને આખી રાત ટાંગી મુકયો હતો. એક કામ ને બે કાજ થયાં. કેળાંમાં જરા કચાસ હતી તે પણ આજે પાકી ગયાં બાગમાંથી પરોઢના અંધારામાં હુંજ કાકાની પેટીમાં મુકી ગયો હતો. કોઇને આશ્ચર્ય ન લાગ્યું. કારણ કે આવાં કર્તવ્ય અમારી મંડળીએ ઘણાં થતાં.

## બોલ્શેવીઝમ.

બોલ્શેવીઝમ શબ્દ વાંચી કોઈ ગભરાશો નહિ ! કારણ કે યુરોપના મહાન યુધ્ધ પછી રૂશીઆમાંથી એની ઉત્તપત્તી થઇ છે પણ ખરી રીતે જોતાં બોલ્શેવીઝમના સિદ્ધાંતો અમારા મગજમાં તો નાનપણથીજ ઘુમી રહ્યા છે. પ્રાથમિક શાળામાં ભણુતા હતા ત્યારે કોઈ છોકરૂં કંઇ ખાવાનું લાવે ને તે આપવાની આનાકાની કરે તો તેની પાસેથી લુટીને ખાઇ જવું. દાળ ચેવડાવાળાની નજર ચુકવી એક બે મુઠ્ઠી લઇ પલાયન થઇ જવું. મહેતાજીને ઘેર લેસન કરવા ગયા હોઇએ ત્યારે લાગ ફાવે તો બરણીમાંથી એક બે ચમચી ઘી ખાઇ જવું. આવાં કેટલાંએ મહત્વનાં કાર્યો બાળપણમાં કરતા હવે કોલેજમાં પણ તેમજ થતું. કોલેજમાં દિવેલનાં કોડીઆં બાળવાનો રિવાજ છે જેથી પાંચ સાત દિવસે દરેક સ્કોલરને "લખમી ધાંચણની" દુકાને દિવેલ લેવા જવું પડતું. હું દિવેલ લેવા ન જતો પણ મધરાત્રે કોઇના દિવેલ ભરેલા શીશાને તફડાવી લાવી ખાલી કરી તેમાં પાણી ભરી તેના સ્થાનકે ગોઠવી આવતો. કોઇની પણ પેટીમાં ફળ ફળાદી કે મેવો હોય તેને ઉચાપત કરી મિત્ર મંડળ સહિત અને બની શકે તો માલ ધણીને પણ ખાવામાં સામેલ કરતો. કોઈની ચીજ ઉઠાવ્યા પછી બે ત્રણ દિવસમાં ખબર આપી દેતો જેથી ચોરીનું આળ શીરે ન રહેતું. ત્રણ વર્ષના કાળમાં પારકા કાગળ પારકી કલમ ને પારકી શાહી વાપરી છે. એટલે હું અને મારી મંડળી કોલેજમાં લગભગ સુધરેલા પીંઢારાજ ગણાતા, છતાં અમારી મંડળી ઉદાર હતી ત્યારે અમારા પરમ સ્નેહી કાકાશ્રી અમારાથી બિલ્કુલ વિરૂધ્ધ પ્રકૃતિના હતા.

## થિએટરમાં.

એક તહેવારની રાત્રે કોલેજમાંથી રજા મેળવી બધા સ્કોલ નાટક જોવા ઉપડયા. કોલેજમાંથી નાટક જોવાની રજા બેચાર મહૈ માંડમાંડ આપવામાં આવે છે. એટલે કે નાટકની રજા મળે ત્યા કોલેજના કંપાઉન્ડમાં આનંદનું સામ્રાજ્ય વ્યાપે છે. વળી આજતો દે દમયંતિનો ખેલ હતો અને તેમાં પ્રાણસુખ (ગુજરાતનો એડીપોલો કળીયુગનો પાર્ટ ભજવવાનો હતો પછી પૂછવું જ શું ? આખી કોલેજ સ્કોલરો થિએટરને રસ્તે દોડાદોડ કરી રહ્યા હતા ત્યારે અમારા જીવ કાકા તો ગંભીર મુખે બેસીજ રહ્યા હતા. અમે તેમને પણ ના જોવાને ઘણા ઉશ્કેર્યા પણ " મેરૂ ચળે તો જીવણકાકા ચળે ! " તો પ અમને સમજાયું કે નાટક તરફ એમને મોહ નથી એમ કંઇ નં પણ ઓછામાં ઓછા ચાર આના ( તે વખતે પીટ કલાસના ચ આના હતા. ) નાટક જેવી તુચ્છ બાબતમાં નાંખવા એ કાકા જે ઉદાર હૃદયથી કેમ કરીને સહન થાય ! આખરે અમારી મંડળીના દ મેમ્બરે બબ્બે દોઢીઆંનો ફાળો ઉઘરાવીને કાકાને પણ સાથે લી થર્ડકલાસમાં માંડ માંડ જગ્યા લીધી. હાઉસ ચિકાર હતું. થિએટર નામ શાંતિભુવન હતું. છતાં ખેલનો આરંભ થતાં સૂધી તો અશાં ભુવન બની ગયું હતું. કોલાહલમાં બે ઘંટડીઓ થઇ પણ કોઇ ખબર પડી નહિ. ત્રીજી ઘંટડી વાગતાં ધડાકો થયો ત્યારે કોલાહ કંઇક શાંત થયો પણ ધડાકા સાથે પડદો ઉઘડતાં–

" ઓ ! મ્હારા બાપરે ! મારી નાખ્યા બાપલ્યા !" વગેરે બૂ પાડતા કાકા સાહેબ પોતાની જગ્યાએથી ઉઠીને આંફળા ફાંફળા નાસ લાગ્યા. એમને પકડી રાખીને કારણ પૂછયું તો જણાયું કે :

સાહેબના વિશાળ ભેજામાં એવું ભૂત ભરાયું હતું કે " આ પુષ્કળ કોલાહલ ને ગરબડ ગોટાળાને લીધે અંદરથી કોઇ સિપાઇએ ગોળીબાર કર્યો છે બાકી થિએટરમાં બંદુક ફોડવાની શી જરૂર ? " અમે તેમને શાંત પાડતાં સમજાવ્યું કે,

" કોઇ રાજા રજવાડાની રાજ્યાભિષેકની ક્રિયા પ્રસંગે તોપોનું માન અપાય છે તેમ નાટયારંભે પણ એક તોપનું માન અપાય છે." સમજાવટ પછી કાકા શાંત થયા ને સુત્રધારની ગરબડ પણ પૂરું થઇ. બીજા સીનમાં નળ રાજાના દરબારનો ઠાઠ જોતાં કાકા સાહેબ ઉભા થઇને પોકારી ઉઠયા " અહો ! આ શું ? " એટલામાં તો ડોરકીપર સાહેબ કે જે બાંકી ટોપીવાળા એક આંખના ધણી હતા તે પોકારી ઉઠયા,

" તેરે બાપકા કપાલ ! અય પપ્પા બેઠ જા ! " અમારાં દેખતાં જીવણુકાકાનું આવું અપમાન અમારાથી કેમ સહન થાય ? બેચાર સ્કોલરો ડોરકીપરને ચોંટી પડયા. સ્ટેજપર સીન બદલાતાં કળિયુગની ધમાલ શરૂ થઇ અને આઠ આના વાળી સીટમાં જીવણુકાકાની ધમાલ શરૂ થઇ. કોલેજના ઘણા માણસો જોઇને ડોરકીપર સાહેબ આઇસક્રિમ જેવા ઉષ્ણુ બની ગયા.

કાકા આખી જીંદગીમાં આજે પ્રથમવારજ નાટક જોવા પધારેલા હોવાથી સીન ટ્રાન્સફર થતાં કે ટેબ્લો થતાં આશ્ચર્ય સાથે કંઇ નહિને કંઇ એમના શ્રી. મુખમાંથી નીકળેજ. જેથી બધું ઓડીઅંસ એમની મુર્ખતા પર હસે. સ્ટેજપર કોમિક એકટર વલ્લભરામ ચક્રવતીના સાળા રૂપે બધાંને હસાવી રહયો હતો ત્યારે થર્ડકલાસની સીટપર જીવણુકાકા અજાણુપણાની આશ્ચર્યતામાં સૌને અનાયાસે હસાવી રહ્યા હતા.

એવામાં દમયંતી ને અજગર ગળી જતો હોય એવો સીન નજરે પડયો. કાકા બરાડી ઉઠયા:

"નાસ, બાપલ્યા! અજગર આવ્યો!" હવે તો મેનેજર જાતે ઠપકો દેવા આવ્યો. તેને અષ્ટમ પષ્ટમ સમજાવીને રવાના કર્યો પણ અજગરની બીકે ગભરાએલા કાકાનું પેટ ગભરાટથી ઉંચું નીચું થતું હતું ને કળિયુગનું નામ લેતાં તો અત્યારે પણ એમને ધ્રુજારી ચઢી આવતી.

## ખાટલામાં અજગર.

બીજી રાત્રે અમે દમયંતિના ખેલ વિષેની વાર્તાલાપ કરીને વિખરાયા હતા. જેથી મારા મનમાં ખાતરીજ હતી કે કાકાજીને તો સ્વપ્નામાં પણ અજગર ને કળિયુગની બ્હીક રહેશે જેથી તાજેતરમાં કાપેલું કેળનું એક જાડું થડ કોલેજના બાગમાંથી ઉઠાવી લાવ્યો અને બરાબર રાતના સાડાઅગીયાર વાગે ધીમેથી કાકાના ખાટલા પર તેમની બાજુમાં મુકી દીધું, અને દુર ઉભા રહી અમે બે ત્રણ સ્કોલરો કુતુહળથી જોવા લાગ્યા. થોડીવારે કાકાએ પાસું બદલ્યું ને કેળના થડપર હાથ પડતાંજ બૂમ પાડી ઉઠયા

"અરે! કોઇ ધાજોરે ધાજો અજગર આવ્યો!" કાકાતો પોતીયાની પણ પરવા રાખ્યા વગર રૂમની બહાર આંફળા ફાંફળા દોડી આવ્યા. કેળના થડને અજગર માની લીધો હોય એમાં પણ કંઇ નવાઇ જેવું ન્હોતું કારણ કે કેળનું થડ પણ અજગર જેવુંજ સુંવાળું હોય છે ને વળી રાત્રે અંધારૂં જેથી કાકા ભડકયા એ સંભવીત વાત છે. એમના બૂમ બરાડાથી બધી લાઇનના સ્કોલરો એકઠા થઇ ગયા એટલે આપણે પણ પ્રેક્ષક વર્ગમાં દાખલ થઇ ગયા. બત્તી સળગાવી ને ડરતાં

કરતાં પાંચ સાત લાકડી સહિત સ્કોલરોએ બત્તી ઉંચી કરીને અજગરનું નિરીક્ષણ કરવા માંડયું. આપણે બહાદુરી બતાવવા બધાથી આગળ આગળ નીકળી ગયા ને બત્તીથી જોયું બધા મારી પાછળ ધીમે કદમે ચપતા હતા એટલામાં થડ દેખાયું.

" અરે ! આતો કેળનું થડ છે !" બધા ખડખડાટ હસી પડયા. પછી તો કાકાની કોઇએ મશ્કરી કરી છે એવી ચર્ચા ચાલી જેથી એ બધી વરમાળા મારા ગળામાંજ આરોપાઇ. કેળનું ઠુંઠું કાકાની સોડમાં સુવાડનાર તરિકે હુંજ જાહેર થઇ ચુકયો હતો જેથી ક્રોધે ભરાએલા કાકાજી મારાપર ફરીઆદ કરવાને માટે હાઉસ માસ્તરના બંગલા તરફ જવા લાગ્યા. બધાએ એમને રોકયા અને પુષ્કળ કાલાવાલા કર્યા. બરાબર ચાર વાગ્યાને સુમારે મામલો શાંત થયો. લગભગ એક અઠવાડિયા સુધી આ ચર્ચા કોલેજમાં રસભેર ચાલી. હજુએ કાકા મારા તરફ કરડી નજરથી નિહાળી રહ્યા હતા. એમને મનાવી લેવાના અનેક આડકતરા પ્રયત્નો કર્યા પણ દરેકમાં નિષ્ફળ થયો ! શું કરીએ ? કિસ્મત ! કારણકે હિંદુસ્તાનીઓ નિરાશ થાય છે ત્યારે કિસ્મતનેજ આગળ કરે છે.

" અરર હાય ઓ વિશ્વનાથજી,
જીવણ કાકાની બગડી ગઇ મતિ "

## પાણીના નળપર.

હું જીવણ કાકા સાથે સુલેહ કરવાને બિન શરતે તૈયાર હતોજ, એવામાં એક વિચિત્ર પ્રસંગ ઉપસ્થિત થયો કે જેથી અમે પ્રથમ પ્રમાણે હળીમળી ગયા. તે બનાવ એમ બન્યો કે નિત્યના નિયમ પ્રમાણે શનિવારે કાકા સાહેબ લંગોટ મારીને નિજવસ્ત્રોને નિર્મળ કરવાના

કાર્યમાં પ્રવૃત્ત થયા હતા એટલે કે પોતાનાં લુગડાં ધોતા હતા. ધોબીના ઓટલાપર આખાએ જન્મારામાં એ ચઢ્યા નથી ખરેખર ! ધન્ય છે એમની સ્વાશ્રયવૃત્તિને ! કપડાં ધોઇને એમણે બગીચામાં મેંહદીની વાડપર સુકવ્યાં પણ થોડાક દિવસ થયાં કોલેજમાં નવો રૂલ નીકળ્યો હતો કે,

"જે કોઇ સ્કોલર બગીચામાં કપડાં સુકવશે તેને દંડ થશે," પણ જીવણકાકાની સ્મરણશક્તિના કિલ્લાની બહાર કાયદો ભટકતો હોવાથી થોડીજ વારમાં બગીચાના માળીએ એમનાં વસ્ત્રોનું હરણ કર્યું. જોત જોતાંમાં આઠ આના દંડ પણ થઇ ગયો. ખરેખર ! જીવણ કાકાને માટે આ જીવનમાં એ મોટામાં મોટો દિલગીરીનો પ્રસંગ હતો ! આવી પાકટ વયે કોલેજના દફતરમાં ડામીજ તરિકે નામ નોંધાય એ ઓછી બદનામી ! કાકાની રડતી સુરતે મારા હૃદયમાં દયાનું ઝરણ ઉત્પન્ન કર્યું. કાકાએ અબોલા લીધા હતા છતાં મેં સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું કે:

"ચિંતાથી ચતુરાઈ ઘટે,
ઘટે રૂપ ગુણ જ્ઞાન
ચિંતા બડી અભાગણી;
એ ! જીવણ કાકા જાણ !"

ફાળો કરીને દંડ ભરી દીધો તેથી કાકા પૂર્વવત પ્રસન્ન થયા. મેં એ દંડના પૈસા માળા પાસેથી વસુલ કરવાની યુક્તિ કાકાના કાનમાં કહી તેથી મોં મલકાવી બોલી ઉઠયા—

"બરાબર છે એ લુચ્ચાઓ તો એમ કર્યા વગર પાધરા ન થાય !" દંડના પૈસા હાઉસ માસ્તરને ગણી આપ્યા અને કપડાં લેતી વખતે કાકાસાહેબે તે ગણી જોયાં તો પાંચ હતાં કાકા આશ્ચર્ય પામી બોલી ઉઠયા,

" આ કેવું ! બીજું નવું ધોતીયું ક્યાં છે ? મેં તો છ લુગડાં સુકવ્યાં હતાં ? " માળી કહે,

" ના, સાહેબ ! પાંચ હતાં. " કાકા સાહેબ માળી તરફ ગુસ્સે થયા.

" જાજા, હરામખોર એક ધોતીયું ચોરીને ઉલ્ટો મને બનાવે છે ! તારી દાનત બગડી હતી તો સીધી રીતે માગી લેત !" માળી બિચારો આ જુઠ્ઠા આરોપથી ગભરાઇ ગયો. હાઉસ માસ્તર પણ વિચારમાં પડયા. જીવણુ કાકા તરફથી એક બે હિંદુ સ્કોલરો સાક્ષી તરીકે પણ રજુ થયા. જેથી માળી ચોર ન હતો છતાં પણ ચોર સાબિત થયો, જોયું શાહુકારને ચોર બનાવતાં આ ઝમાનામાં શી વાર લાગે છે ? બે સાચા જુઠા પુરાવા મળ્યા કે કામ ફતેહ ! હાઉસ માસ્તર ગુસ્સાની નજરથી માળી તરફ ફર્યા.

" જા લુચ્ચા ! એમનું ધોતીયું આપી દે ! " બહાર નીકળીને માળીએ જીવણુ કાકાને પુષ્કળ કાલાવાલા કર્યા છેવટે આઠ આનાને બદલે બાર આના લઇ એમની તકરારનો ફેંસલો કર્યો અને ચાર આનાનો દાળ ચેવડો લઇ વિકટોરીઆ ગાર્ડનમાં ઉજાણી કરી. આ યુક્તિથી કાકા તો ખુશી ખુશી થઇ ગયા હતા. માળીએ એક વખતે એક ગુલાબનું ફુલ તોડવા બદલ મારૂં અપમાન કર્યું હતું તેનું વેર પણ વસુલ થયું.

## પ્રયોગ શાળામાં.

એક દિવસે પ્રયોગશાળામાં અમારા સાયન્સ ટીચર પાણીમાંથી હૈડ્રોજન અને ઓકિસજન છૂટા પાડવાનો પ્રયોગ કરી રહ્યા હતા. એ બંને વાયુઓને છૂટા પાડીને એક શીશામાં ભર્યા. તે શીશાના મોઢાપર જો દિવાસળી ધરવામાં આવે તો મોટો ભડાકો થાય એ બાબત સમ-

જાવવાની હતી. જીવણકાકા આગલી મેજપર હતાં તેમની પાસે શીશો પકડાવ્યો. શીશો તૂટી જાય અને કાચ કોઇને ન વાગે એ સલામતી ખાતર જાડા દુવાલમાં શીશાને બાંધ્યો હતો ફક્ત શીશાનું મોઢુંજ બહાર હતું. સાયન્સ ટીચરે તો જીવણકાકાને જાડા એટલે મજબુત માણસ ધારીનેજ સદરહુ કાર્ય સોંપેલું હતું પણ અમે તો થોડી વારમાંજ કંઇ ટેમ્સો થશે એ વિચારથી હસી રહ્યા હતા. એવામાં સાયન્સ ટીચરે શીશાનો બુચ કાઢીને સળગતી દિવાસળી ચાંપી કે તોપ જેવો ધડાકો થયો કાકાએ "ઓ બાપરે!" કહી ગભરાઇને શીશો પણ છોડી દીધો શીશાના ટુકડે ટુકડા થઇ ગયા તે ઉરાંગઉટાંગ પ્રમાણે એક છલાંગ મારીને કાકા તો દૂર જઇને ઉભા. બધા આ સિનેમા ફીલ્મ જેવું દૃશ્ય જોઇને ખડખડાટ હસી પડયા. કાકાનું હૃદય બીકથી ધબકતું હતું. સાયન્સ ટીચર બોલી ઉઠયા—

"આવા બીકણ માણસો આપણા દેશમાં વસે છે તો પછી ઉદ્ધારને કયાંથી થય? જે નજીવા ધડાકાથી ડરી જાય તે રણસંગ્રામમાં તો ઉભોજ કેમ રહી શકે!" ઘણાએ તિરસ્કાર ને દિલગીરીન વાકયો જીવણકાકાની વિરૂધ્ધ ઉચ્ચારાયાં. પણ એતો શાંત ચિત ઉભાજ રહ્યા. ત્યાર પછી કોઈ પણ દિવસ કોઈ પ્રયોગમાં એમણે ભાગ લીધો નથી. પછી તો નિહાળીનેજ સંતોષ માનતા.

## લેકચર હૉલમાં

પરીક્ષા થઇ ગઇ હતી ને રિઝલ્ટ પડવાને બે ત્રણ દિવસની વાર હતી તેવામાં એક દિવસે લેકચર હૉલમાં બધા સ્કૉલરોએ સભા ભરી. અંદર અંદર સ્કૉલરોની સભા એટલે જેવું બોલે તેવું ચાલી શકે. રજાના દિવસોમાં ઘણી વખત સંગીતના જલ્સા થતા કાંતો એકાંકી

પ્રહસનો ભજવાતાં કે આવી સભાઓ મળતી. જેથી દિવસો આનંદમાં વીતી જતા. અમારા કોલેજજીવનની આ છેલ્લી સભા હતી. પ્રમુખ સ્થાન કોને આપવું એ વિચારમાં અમે ગુંથાયા હતા એટલામાં પ્રવેશદ્વારમાં જીવણકાકાનાં દર્શન થયાં જેથી તેમનેજ પ્રમુખ તરિકે ગોઠવવાની મેં દરખાસ્ત મુકી. મારી દરખારત એકેમતે પાસ થઇ. કારણ કે જીવણકાકા જેવા માણુસ પ્રમુખ થાય એટલે આનંદની તો મણાજ શી? વળી જીવણકાકા અમારામાં વયોવૃધ્ધ અને જ્ઞાનવૃદ્ધ હોવાથી કામ પણ શાંતિપૂર્વક થાય. કાકાએ મારા કાનમાં કહ્યું,

"મને ભાષણ કરતાં બરાબર આવડતું નથી." મેં પણ તેમના કાનમાં કહ્યું,

"અહીંઆં ક્યાં કોઇ બહારનો માણસ આવવાનો છે કે તમારી ઇજ્જત ચાલી જાય! એક બે વાકયો જેવાં આવડે તેવાં બોલીને બેસી જજો." ઘણા કાલાવાલા અને અત્યંત આગ્રહથી જીવણકાકા પ્રમુખસ્થાને બિરાજ્યા. તેમને તાળીઓના ગડગડાટ અને "ગરમ મગફળી, પોચા વટાણા"ના ધ્વનિથી વધાવી લીધા. કયા વિષયની ચર્ચા કરવી એ પણ પ્રથમથી નક્કી કરેલું ન હતુ તેથી "આપણને હાલ શેની જરૂર છે?" એ વિષયપર બોલવાનું બહુમતીથી ઠર્યું. લગભગ બે ડઝન વકતાઓ એ વિષયપર જુદી જુદી દિશામાં પોતાના વિચારો રજુ કરી ગયા. કોઇએ કહ્યું કે,

"આપણા દેશને હાલ હુન્નર ઉદ્યોગની જરૂર છે. અફસોસની વાત છે કે આપણા આટલા મોટા દેશમાં સોઇ કે ટાંકણી જેવી નાની સરખી વસ્તુઓ પણ બનતી નથી!" ત્યારે વળી બીજાએ કહ્યું કે,

"સહુથી વધારે અગત્ય વહેપારની છે. પરદેશ સાથે મોટા પાયાપર વહેપાર ખેડવો જોઇએ ( વચ્ચે પ્રમુખ સાહેબે વાંધો ઉઠાવ્યો કે "વહેપાર ખેડાય નહિ પણ કરાય એમ બોલવું જોઈએ કારણ ખેડવાની તો ખેતી હોય !" વક્તાએ પ્રમુખનું માન રાખી પોતાની ભૂલ સુધારી–બધા હસી પડયા.) અંગ્રેજ લોકો વ્હેપારથીજ આટલા, મોટા સામ્રાજ્યના માલિક થયા." ત્યારે વળી ત્રીજા એ કહ્યું કે,

"પ્રથમ સંપની જરૂર છે આપણા દેશમાં વસ્તી હિંદુ અને મુસલમાન. એ બે મુખ્ય કોમોમાં સપ થશે નહિ, ત્યાં સુધી આપણો ઉધ્ધાર થવો મુશ્કેલ છે જેથી આપણને હાલ સંપની જરૂર છે." આ પ્રમાણે દરેકે વિવિધ દિશામાં પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરાવ્યું. છેવટે પ્રમુખ સાહેબનો વારો આવ્યો. એમણે બોલવાનો આરંભ કર્યો પણ સભા ક્ષોભને લઈ ગભરાટમાં ઉભા થવાનું ભુલી ગયા અને બેઠા બેઠા લેકચર લંબાવ્યું એક બે શ્રોતાઓએ હાથના ઇશારાથી ઉભા થવાનું સુચવ્યું ત્યારે ઉભા થયા. (જેથી હસાહસ ચાલી.)

"ભાઇઓ ! આપણને હાલ શેની જરૂર છે એ બાબત વિષે બોલતાં મારે કહેવું જોઇએ કે આપણને એટલે કે મારે અને તમારે શેની જરૂર છે તે દર્શાવવું જોઇએ. આ સભાની બહાર આ શહેરમાં, આપણા આખા દેશમાં કે દુનિયામાં તો કરોડો મનુષ્યો છે તે બધાંને શાની જરૂર છે તે આપણે શી રીતે જાણી શકીએ ? જુઓ ! કે પ્રથમ મને શેની જરૂર છે તે કહું. મારી પાસે હાલ સિલ્લકમાં બે ધોતીયાં છે પણ સાત વર્ષ થયાં તે અનેક થીંગડાં સહિત ટકી રહેલાં છે તેથી હવે એકાદુ નવું ધોતીયું વસાવવાની મને ખાસ જરૂર છે. હાલ કેટલાક દિવસ થયાં ઉઘાડે પગે ફરવું પડયું છે માટે હવે પગરખાં

વસાવવાની પણ ખાસ જરૂર છે. (ધન્ય છે, શાબાશના પોકારો થયા.) ઉતાવળા ન થાઓ જરા ધીરજ રાખીને સાંભળો! હવે આપણને બધાને શેની જરૂર છે તે કહું. આપણે બધાને પ્રથમ પાસ થવાની જરૂર છે, ને પાસ થયા પછી સારા ગામમાં નોકરી મળે એની ખાસ જરૂર છે ને નોકરી મળ્યા પછી નિયમસર પગાર મળે એની ખાસ જરૂર છે, વળી બીજા શિક્ષક બંધુઓ પગાર ઘણો ઓછો છે એવી બુમો પાડે તો પગાર વધારાવવાની ખાસ જરૂર છે, વળી મુદ્દાની વાત તો એ છે કે હવે બેચાર દિવસમાં રીઝલ્ટ પડશે જેથી પોતપોતાના વતનમાં જવા માટે દરેકને ગાડીભાડાની ખાસ જરૂર પડશે. મારે તો અમારા ઘરરાણી માટે ચણીયો ચોળી ને એકાદ સાડી પણ લઇ જવી પડશે." બધા ખડખડ હસી પડયા ને સભામાં ભંગાણ પડયુ. કાકા ચિડાયા–

"જુઓ! હું ના કહેતો હતો કે બધા ધીરજથી સાંભળવાના નથી!" ખરી વાત તો એમ હતી કે જમવાનો ઘંટ વાગવાથી બધા રસોડામાં જવા ઉઠી ગયા હતા.

## છુટા પડયા.

ટનટનટન ઘંટ વાગ્યો. રિઝલ્ટ પડયું જેથી બધા સ્કૉલરે ટોપી કે બુટની પણ પરવા કર્યા વગર હેડ ક્લાર્કની ઓફિસ આગળ એકઠા થયા. કેટલાકના મોઢામાં પ્રશ્ન વિરામ દ્રષ્ટિગોચર થતુ હતુ તો કેટલાકના મુખ પર આશ્ચર્યવિરામના હાવભાવ પ્રદર્શિત થતા હતા. એક કલાક થયો છતાં રિઝલ્ટ પડયું નહિ. પટાવાળાએ ખબર આપી કે "કાલે પડશે." બધા "આવ્યા તો ધસીને પણ વળ્યા હાથ ઘસીને" એવી સ્થિતિમાં પોતપોતાની રૂમમાં ગયા. સાંજે પણ કોઇએ ઘંટ

વગાડીને બધાને ફીકા પાડયા. હવે તો ઘંટ વગાડનારને આઠ આના દંડનું ફરમાન નીકળ્યું. ત્રણ દિવસમાં પાંચ સાત સ્કૉલરો દંડાઇ ગયા ને એક ઘંટ પણ ચોરાઈ ગયો ત્યારે રિઝલ્ટ પડયું. જીવણકાકા માંડ માંડ છેલ્લે નંબરે પણ પાસ થયા. આનંદનો પાર ન રહ્યો. બીજેજ દિવસે સર્વ મિત્ર મંડળ હર્ષનાં આંસુ સહિત વિયોગના આંસુ સેરવતું છૂટું પડયું. કાકા સાહેબની છેલ્લી વિદાયગીરીના માનમાં નિમ્ન લિખીત પંક્તિઓ મારા મુખમાંથી નીકળી પડી.

"જાઓ સિધારો ચચા જાન,
તુમપે પ્રભુકી હો અમાન,
બિછડે હુવે મિલેંગે ફીર,
કિસ્મતને ગર મિલા દિયા"

આજે નવ દસ વર્ષ થયાં છતાં કાકાશ્રીનાં દર્શન થયાં નથી. કેટલાએ પ્રેમ પત્રો પાઠવ્યા પણ એકેનો પ્રત્યુત્તર નથી! પોસ્ટ ખાતાને અનાયાસે $\frac{1}{2}$ આનાનો લાભ કરવો એ સિદ્ધાંતથી વિરૂદ્ધ પ્રકૃતિના જીવણકાકા મિત્ર કરતાં દામની કીંમત વધારે સમજતા હોય તો તે નવાઇ જેવું નથી! ગમે તેમ હો પણ એમની યાદ ભુલાતી નથી!

હર્યા સંગે, ફર્યા સંગે,
સમયનું ભાન તે થાયે.
ગયા તે તો ગયા કાકા,
સ્મરણ તેનું ન ભુલાયે!

વ્હાલા વાંચક! તને કોઇપણ સ્થળે અમારા કાકાનાં દર્શન થાય તો સાંજવર્તમાનમાં જાહેર કરજે! તેને ઇનામમાં 'થેંકયુ' આપીશ. કારણ કે આજકાલ મહાભારત કાર્ય કે મદદ ઉપકારના બદલામાં 'થેંકયુ' શબ્દજ ભેટ તરિકે અપાય છે! અને ખરા સુધારકો થેંકયુ સિવાય બીજું આપી પણ શું શકે?

"ખિસ્સાં ખાલી ને ભપકા ભારી" એ પ્રમાણે મોઢાની જમા ઉધાર સિવાય હવે બાકી પણ શું રહ્યું છે ?

## —:દસ વરસ પછી:—

### કોણ?

ઘંટો વાગ્યો; કે ક્ષણવારમાં ફ્ખ...ફ્ખ...ફ્ખ...ફ...ખ કરતી મુંબઇ, વડોદરા અને મધ્ય હિંદુસ્તાન વાળાઓની બી. બી. શ્વાસભેર દોડતી અને હાંફતી ભૃગુપુર મુકામે આવી લાગતાં,

"મજુર! મજુર! બે...મણીઆ પાણી, ચાય મુસલમાની! સોલાપુરી ચેવડો! ગરમ ભજીયાં!" (ત્રણ દિવસનાં વાસી હોય તોપણ) ઇત્યાદિ પોકારો થવા લાગ્યા, સાથે ધડાધડ બિસ્તરાને પોટલાં પછડાવાનો અવાજ તથા ઉતરનાર અને ચઢનાર પેસેંજરોના ઘોંઘાટથી શાંતિ ઇચ્છનાર મનુષ્યને સ્હેજે ગભરાટ થાય એમાં નવાઇ નહિં. વળી લગનસરા ચાલતી હોવાથી એક બે જાન પણ ગાડીમાં હતી. એટલે ગીર્દીનું પૂછવુંજ શું ? સુરત જવા સારૂ હું પણ ડબે ડબે ડોકીયાં કરીને સારી જગ્યા મેળવવા આગળ ને આગળ કૂચ કરી રહ્યો હતો, એવામાં એક તરફ મ્હારૂં ધ્યાન ખેંચાયું. એક દેશી ક્રિશ્ચીયન કંપાર્ટમેન્ટના પ્રવેશદ્વારમાં જવાનો પ્રયત્ન કરી રહ્યો હતો અને એક હિંદુ બહાર નીકળવાને ફાંફાં મારી રહ્યો હતો. બંને વ્યક્તિઓના વિરૂદ્ધ દિશાઓના બળને લઇને બારણામાં તે બંને ફસાઇ પડયા. અંદર ઘુસનાર અને બહાર નીકળનાર બીજા પેસેંજરોએ બંનેને ધક્કા ધક્કી કરી બહાર કાઢ્યા, ત્યાં તો મોઢાની ફેંકા ફેંકી ચાલી:

"જાત તરત પરખાઇ જાય!" એટલું જ્યાં હિંદુ બોલ્યો એટલામાં તો ક્રિશ્ચિયને સામે પ્રત્યુત્તર વાળતા કહ્યું "ખાંય રે! પોતીયાં ડાંસ

મગજ ઠેકાણે નાય કા!" હિંદુ પણ બ્હાંય ચઢાવીને સામે થયો.

"સાબ! તમેરેસે ડરને વાલે અમ નહિ હૈ! સમજ્યા? વધારે ત્રણ પાંચ કરેગા તો અમેરા ગુસ્સા ભારી હૈ!"

"ખાંયરે? અસા ખાંય! મારબાર ખાંયાચી કાય?" આ ગરમા ગરમ વાદવિવાદમાંથી મારામારીનો પ્રસંગ ઉપસ્થિત થાત પણ એટલામાં વચ્ચે ટપકી પડવાની મને ફરજ પડી. કારણ કે, ક્રિશ્ચિયન સામે લડનાર હિંદુ તે બીજો કોઇ નહિ પણ આપણા પૂર્વ પરિચિત જીવણકાકાજ હતા કે જેમનું વર્ણન હું આગળ લખી ગયો છું. જેમના વિયોગમાં આજે દસ વર્ષથી ઝુરી ઝુરીને હાથી જેવો હતો તે સુકાઇને ઉંટ જેવો થઈ ગયો છું. જેમને શોધી કાઢવા માટે બે ઘડી મોજના વાંચકોને અગાઉ અપીલ પણ કરી ગયો છું; તે અમારા જીવણકાકાનાં કાળભૈરવ સમ રૌદ્ર સ્વરૂપમાં એકાએક દર્શન થયાં અંતે—

"રિઝાયા રોકડીઆ હરમાન
પૂર્ણ કર્યું છે મુજ વરદાન."

એટલે કે મેં જીવણકાકાનાં દર્શન થાય તો રોકડીઆ હરમાન પર સવામણ ભેળસેળવાળું શુદ્ધ તેલ ચઢાવવાની બાધા લીધી હતી તે ફળી. અત્યારે એમના મૂખ પ્રદેશપર અજબ પરિવર્તન થએલું જણાતું હતું. પાકટ વયને પ્રતાપે એમના મૂખકમળ પર અનેક કરચલીઓ પડવાથી, દૂરથી નિરખનારને સકરટેટી કિંવા ખડબુચ જેવો ભાસ થતો; પણ ભૂગોળની દ્રષ્ટિથી બારીક અવલોકન કરનાર ઉંડા અભ્યાસીઓને હિમગીરીના કોઇ ઉચ્ચ પ્રદેશ જેવો ભાસ થતો. કારણ કે નયનદ્વન રૂપિ રાવણહૃદ અને માન સરોવરમાંથી બ્રહ્મપુત્રા અને સીંધુ સરિતા સમાન અનેક શાખાવાળી નદીઓ (કરચલીઓ) ઠેઠ કર્ણ પ્રદેશ સુધી

વહન કરતી અને તેના ફાંટાઓ જડબાંના દેકાઢળીઆવાળા પ્રાં
પર ફેલાએલા દ્રષ્ટે પડતા.

પ્રથમ તો જીવણકાકાએ મને ઓળખ્યો નહિ. કારણ કે અત્ય
હું ઘણો ઉંચો થઇ ગયો હતો. સાથે દાઢી પણ વધારી દીધી હ
જેથી મ્હારા પ્રત્યે દુર્લક્ષ થઇને જીવણકાકા પુલના પગથીઆંપર ફાર
થવા લાગ્યા. મેં તેમના સ્કંધ પ્રદેશપર હસ્તાસ્પર્શ કરીને પ્રથમોચ્ચાર ક

"કેમ જીવણકાકા આનંદમાં છોને?" ઉર્વશીનું પુનઃ મિલન થ
જેમ રાજા પુરુરવા ચોંકી ઉઠયા હતા; તેમ જીવણકાકા ચોંકયા, જે
ખભા ઉપરનું પોટલુંપડી ગયું ને ધોતીયું ઢીલું થયું! એક હ
ધોતીયું સમું કરતાં વક્રદ્રષ્ટિથી પ્રત્યુત્તર વાળ્યો.

"તમે કોણ છો?"

"મનુષ્ય!" મ્હારા બેપરવાઇ ભર્યા જવાથી જીવણકાકા મ્હ
નિકટ આવ્યા અને કપાળપર હાથ ધરી ધ્યાન પૂર્વક મ્હારા મુ
અવલોકન કરવા લાગ્યા. અત્યારે એમને બેંતાળાં આવી ગયાં હતાં. જે
રૂપેરી ફ્રેમનો ચેસ્મો કે જેની એક તરફની દાંડી તૂટી જવાથી સુતર
દોરો વીંટાળ્યો હતો; તેની મદદથી નિરીક્ષણ કરવા લાગ્યા, પણ
ઓળખાણ પડી નહિ; જેથી પાછા મુંઝાતાં મુંઝાતાં બોલ્યા. "ક્યાં રહે છો

"પૃથ્વીપર!" મ્હારા આવા વર્તનથી કાકા વધુ વિમાસણમાં પ
અને હું મશ્કરી કરતો હોઇશ એમ સમજી મનમાં બડબડતા પો
લઇને આગળ પંથ કાપવા લાગ્યા, ત્યાં તો મે હાથ પકડયો, જેથી ઉ
જોઇને ભેંસ ભડકે તેમ ભડકયા. પણ મેં હાથ મજબુત પકડી રા
અને ધીમેથી કહ્યું,

"કેમ જીવણકાકા! બબ્બે વરસ કોલેજમાં સાથે રહ્યા તો પણ ભૂલી ગયા!" કાકા સમડી જેવી તિક્ષ્ણ દ્રષ્ટિથી અવલોકન કરવા લાગ્યા. પણ કંઇ સમજ પડી નહિ, તેથી મેં એમના કાનમાં મારૂં નામ કહ્યું એટલે એમના આનંદનો પાર રહ્યો નહિ.

"અલ્યા તું અહીં કયાંથી?"

"આ સામે સડક દેખાય છે તે પરથી!" બંને પુરાણા પ્રેમીઓ બળપૂર્વક ભેટી પડયા. મ્હારા કોટનાં ખીસ્સામાં બે હાફુસ કેરીઓ સારી જોઇને ગાડીમાં ખાવા લીધી હતી તે અમારા અત્યંત હેતપૂર્વકના દબાણથી ખિસ્સામાંજ ફાટી ગઇ! મ્હારો તથા જીવણકાકાનો કોટ પીળા રંગથી રંગાઈ ગયો, છતાં અમને નો'તું ભાન કે ધ્યાન! અંતે રસના રેલા પગપર પડયા ત્યારે હું ચોંકયો, પણ હવે શું કરીએ? બીજા પેસેંજરો અમારા કોટ તરફ જોઇને અટ્ટહાસ્ય કરતા હતા.

જીવણકાકાનું પુનઃ મિલન થતાં ગાડીમાં જવાનું પણ વિસરી ગયો! જ્યારે વિસલ થઇ અને ગાડી ઉપડી ત્યારે ભાન આવ્યું, પણ ઘણા વર્ષે કાકાના શ્રીમુખથી વચનામૃત શ્રવણ કરવાનો પ્રસંગ સાંપડયો તેથી હું પણ કાકા સાથે ભરૂચમાં પાછો ફર્યો. સામસામા પુષ્કળ ઠપકા દેવાયા.

"બે દોઢીઆંનો કાગળ પણ તમને ન મળ્યો?"

"તેં કેમ ન લખ્યો?" ખેર! ગઇ ગુજરી ભૂલી જઇને આગળ વધ્યા. તેમ પ્રસંગને અનુસરતું સાહિત્યકારોમાં પ્રચલિત થએલું પેલું પ્રખ્યાત કાવ્ય સ્ફુરી આવ્યું—

"તમે તો આજ અમારા,
એ દિનના મહેમાન,
વીશીમાંહે ભોજન લઈને,
જઇ પોઢો સ્મશાન!"

એટલામાં દરવાજાપર જતાં ટીકીટની માંગણી થઇ; ત્યારે કાકાએ ટીકીટની શોધખોળ કરવા માંડી, બધાં ખિસ્સામાં દસ દસ વખત હાથ ઘાલ્યો, પણ ટીકીટ ન નીકળી, જેથી ટીકીટ કલેકટર કે જે એક પારસીનો નવયુવાન પોર્યો હતો તેણે જીવણકાકાને ખખડાવવા માંડયા, "મામા, કાંઇ ખુદાઅખસ ચરી બેથો તો કે સું ?" કાકાએ તેનાપર રોફ જમાવવા સારૂ હિંન્દી ભાષામાં પડકાર કર્યો.

"તુમ નાહલા સરખા પોયરા હોકર હમેરા અપમાન કરતા હે ?" ટીકીટ કલેકટરે કાકાનું કાંડું પકડયું.

"મોતો સાવકાર થઇને આયોચ તે તીકીત બતાવ ? બીજી તન પાંચ સું કર્યા કરેચ ?"

"હમણા શોધકે દેઉંગા ! એટલી ઉનાવળ કાયકુ કરતા હે ! ધરમશાસ્તરમેંબી લિખ્યા હે કે "ઉતાવલા સો બાવલા ધીરાસો ગંભીર !" એક ઉપદેશકની ઢબથી કાકા ઉચર્યા એટલે ૪૦ રૂપીઆના અમલદાર ફરીથી તપ્યા.

"સીધી રીતે તીકીત લાવ. નહિ તો પોલિસને સવાધીન કરવો પરસે !" હવે મને પણ વચ્ચે પડતું મુકવાની ફરજ પડી—

"મિસ્ટર ! આ એક રેલ્વે સર્વંટને છાજતી વર્તણુક ન કહેવાય !" ટીકીટ કલેકટર સાહેબ જરા ટટાર થઇને સીટ પરથી પ્રત્યુત્તર આપવા ઉભા થતા હતા એટલામાં કોઇ ઉતાવળીઆ પેસેંજરના પોટલાનો ધક્કો વાગવાથી માઇકાંગલા જેવા દુબળીઆ અમલદાર ગોથું ખાઇ ગયા. થોડે દુર પોલિસ ઉભો હતો તેણે આવી અમલદાર સાહેબને

ઉઠાડયા, અને ટોપીની ધુળ ખંખેરી માથે મુકી. પેલા પેસેંજરને એક ધ્રપ્પો લગાવ્યો, એટલે તે પેસેંજરની છત્રીનો ગોદો જીવણકાકાની પાઘડીને લાગતાં પાઘડી સ્થાનભ્રષ્ટ થઇ અને પ્લેટફોર્મપર ગબડવા લાગી. મેં તેને પકડી લીધી પણ એટલું સારૂ થયું કે "વેરભાવે પરમેશ્વર મળ્યા," કારણ કે પાઘડીમાં ખોસેલી ટીકીટનું કાકાને ભાન ન હતું, તે પાઘડી ગબડી જતાં ટીકીટ આપોઆપ દેખાઇ. અમે ટીકીટ આપી શહેરમાં ગયા.

## ડાંડીઆ બજારમાં.

ડાંડીઆ બજારના મહાદેવના મંદીરના પૂજારી પાસે કાકાનાં કેટલાંક નાણાં નીકળતાં હતાં, તે વસુલ કરવા એમને જાતે તકલીફ લેવી પડી હતી. નહિંતર ત્રણ સાડાત્રણ રૂપિઆ ટીકીટનો ખર્ચ કરીને પ્રાંતીજથી આટલે દુર જીવણકાકા આવે એ અસંભવિત વાત કહેવાય! એમની જીંદગીમાં એમની આ લાંબામાં લાંબી રેલ્વે સફર હતી. મતલબ કે અમદાવાદની દક્ષિણ દિશાએ આજે એ પ્રથમ વારજ પધાર્યા હતા! આઠ આઠ આના પોસ્ટ ખાતામાં પધરાવ્યા છતાં પૂજારી તરફથી કાંઇ પ્રત્યુત્તર ન મળવાથી એઓશ્રી જાતે પધાર્યા તો મારૂં પણ સદ્ભાગ્ય કે એમનાં નવ દસ વર્ષે પુનઃ દર્શન થયાં.

એમને મંદીરમાં પહોંચાડી હું સુવાની ગોઠવણ કરવા મસજીદે ગયો. જમી પરવારીને બે કલાકે મંદીરના પ્રવેશદ્વારથી દસ ડગલાં છેટે ઉભા રહીને પૂજારીને બુમ મારી જીવણકાકાને બ્હાર આવવા સુચવ્યું. જીવણકાકા પણ જમીને પરવાર્યાં હતા. એટલે બહાર આવ્યા. મેં ભરૂચ શહેરનો ઇતિહાસ એમને અથઇતિ કહી સંભળાવવાનો આરંભ કર્યો. અને સાથે સાથે આખા શહેરમાં અને શહેર બહાર સરિતા તટે આનંદ

પર્યટન કરવાનો એમના ત્રણ દિવસ પર્યંત નિવાસ કરવાના ઇરાદા ઉપરથી ૭૨ કલાકનો પ્રોગ્રામ નક્કી કર્યો.

## દોડાદોડી !

કાકાને નાણું આપવાનો વાયદો પુજારીએ ત્રણ દિવસનો કરેલો હતો, એટલે બીજા બે દિવસ કાકાને ભરૂચમાં રહ્યા વગર છુટકોજ ન હતો, અને મ્હારે પણ રજા હતી, એટલે એ બે દિવસ જીવણકાકાના સહવાસમાં ગાળીને મ્હારા પોતાના ખર્ચે કાકાને સહેલ કરાવવાનો મ્હારો ઇરાદો હતો. પહેલા દિવસે નોંધવા જેવું કંઈ ન બન્યું. અને રાત્રે જમીને પરવાર્યા, પછી હું કાકાને મુકામે ગયો ત્યારે તેઓ મને શોધવા મ્હારે મુકામે ગયા હતા. હું પાછો તેમને શોધવા મારે મુકામે ગયો ત્યારે તેઓ મને શોધતા તેમને મુકામે ગયા. એમ જુદે જુદે રસ્તે ત્રણ ચાર ચકરડી ભમરડી થઇ છતાં એક બીજાનો પત્તો ન લાગ્યો. ઓછામાં ઓછી ચારપાંચ ગાઉની મજલ આમ શોધખોળ કરવામાં કાપી હશે જેથી પગ પણ થાકી ગયા હતા. જેથી નિરાશ થઇને હું મ્હારા મુકામે સુવા સારૂ જતો હતો એવામાં લાલબજાર આગળ કોલાહલ સંભળાયો. પહેરાવાળા પોલિસ સિપાહીએ કોઇ રસ્તે જનારને પુછ્યું.

"કોનહે !" તે મનુષ્યે ગભરાટમાં કહ્યું,

"મૈયત." આથી પોલિસ તેની પાછળ દોડયો, તે મનુષ્ય પણ જીવ બચાવવા જોસભેર દોડયો. પોલિસે સીટી મારી જેથી બીજા એક બે પોલિસે ઘેરો દઇને તે દોડનાર માણસને પકડયો, એટલે વધુ ગડબડ થતાં હું પણ તે તરફ ગયો. ચોર ફાનસના અજવાળામાં ભારે આશ્ચર્યની વચ્ચે જીવણકાકાના મુખારવિંદનાં દર્શન થયાં. બધી વસ્તુસ્થિતિ મેં પોલિસોને સમજાવી અને એમની બીકણ પ્રકૃતિને લીધે " રેવતને

બદલે મૈયત બોલાઇ ગયું હશે" એમ કહી એક બે રૂપીઆ પાન સોપારીના આપી જીવણુકાકાને મુકત કરાવ્યા.

ખરેખર! એ જીવણુકાકાને માટે મેં ભૂતકાળમાં અનેક સંકટો સહન કર્યાં હતાં, વર્તમાનમાં પણ સહન કરૂં છું અને ભવિષ્યમાં પણ સહન કરીશ! એ જીવણુમાં અજબ જાદુ છે. લોકો કહે છે કે આજથી છ માસ ઉપર તારૂં મગજ ખસી ગયું હતું ને તુ ગલીએ ગલીએ ને શેરીએ શેરીએ

"લાગી લગન મને ન્હારી ઓ જીવણ
લાગી લગન મને ત્હારી..........."

નું ગાયન લલકારતો હતો. અને કોઇ પ્રિયતમા પોતાના પ્રિયતમને શોધવા જતી હોય તેમ આકુળ વ્યાકુળ ફરતો હતો; પણ હાલમાં તો મગજ ખસ્યું હોય એમ જરાએ ભાસ થતો નથી. કારણ કે કાલે રાત્રે બાર વાગે વોટરલેવલ અને ફુટપટ્ટીની મદદથી મેં મારા મગજને બરાબર માપી જોયું તો રોશન થયું કે તે પોતાની અસલ જગ્યાએથી જરા પણ ખસ્યું નથી!

## જંગલમાં મંગલ!

ત્રીજે દિવસે નર્મદાના સુરમ્ય તટે જંગલમાં ફરવા જવાનો પ્રોગ્રામ ગોઠવ્યો હતો. ઠરાવ પ્રમાણે હું તથા જીવણુકાકા મેદાને પડયા, રસ્તામાં મેં જીવણુકાકાની ખૂબ ઝાટકણી કરી.

"ઝમાનો દિવસે દિવસે બદલાતો જાય છે. હિંદવાસીઓને તો સ્વરાજ મેળવવાનું રહ્યું એટલે તેમણે તો શારીરિક શકિતને બરાબર કેળવવી જોઇએ. જુઓને આજ કાલ જ્યાં ત્યાં અખાડા ખોલવામાં આવે છે, અને તેમાં શારીરિક તાલીમ મેળવી દરેક પુરૂષ પોતાને ભીમનો અવતાર માનવા લાગ્યો છે, અને દરેક સ્ત્રી પોતાને હેડંબાનો

અવતાર માની રહી છે. આવા બહાદૂરી બતલાવવાના સમયમાં તમે રૈયતને મૈયત બોલી એક સાધારણ સિપાઇના મુખ આગળ બીરૂતા દર્શાવો એ કેવું શોચનીય કહેવાય ? તમારા ભગવાન રામચંદ્રજીએ દસ માથાં ને વીસ હાથવાળા રાવણને હરાવ્યો તો તમે શું એક મોઢું ને બે હાથવાળા એક સાધારણ સિપાઇને સાધો જવાબ પણ ન આપી શકો ? તમારા જેટલું મોટું પેટ મ્હારી પાસે હોય તો ચારપાંચ માણસોને તો ઉપર પડીને કચરી નાંખ્યું !" જીવણ કાકા ડોકું ધુણાવતા મૌનપણે મારૂં લેક્ચર સાંભળતા હતા. હવે ફરી ફરીને થાક લાગવાથી વિશ્રાંતિ લેવા સારૂ એક આંબાના ઝાડ નીચે અમે બેઠા. એટલામાં આંબાની ડાળે કોયલ ટહુકી, જેથી જીવણકાકાને અમારા સંગીત માસ્તરે શીખવેલું પેલું જગમશહુર ગાયન સ્ફુરી આવ્યું:—

'અમવાકી ડાલીપે કોયલીયા બોલે.'

"તેમના બેઠા માળો બાંધવા ભાળો કાળો કાગ" જેવા સુસ્વરનું સંગીત શ્રવણ કરતાં કોયલ શરમાઇને ચુપ થઇ ગઇ ! અને આખું આમ્રવૃક્ષ સંગીતની ધૂનમાં તાલ આપવા લાગ્યું એટલે કે ધૂણી ઉઠ્યું (પવન લાગવાથી.) અને એક ખાસું પોણાશેર વજનનું આમ્રફળ (કેરી) કાકાના કદપર પ્રાણનિચ્છાવર કરવા ડાળીએથી તુટી પડયું. કમભાગ્યે જો કદાચ ભૂમિપર પડયું હોત તો એ ફળે બિચારૂં છુંદાઇ જાત. પણ જીવણકાકા અત્યારે પાઘડી ઉતારીને ઉઘાડા મસ્તકે મગજને ટાઢા હવા ખવરાવવા બેઠા હતા, જેથી એમનું કિસ્મત આપોઆપ ખુલી ગયું. એટલે કે પેલું ફળ એમના કપાળ પ્રદેશને ભેટી પડયું; જેથી ક્ષણવારમાં કપાળના સપાટ પ્રદેશપર એકાએક ઢુંમર ફુટી નીકળ્યો. કાકા કપાળે બે હાથ મુકીને

**"અરર હાય ઓ વિશ્વનાથજી મહાવન વિષે શી કરી ગતી !"**

ની રાગણી લલિતછંદમાં લલકારવા લાગ્યા. બધું વાતાવરણ કરૂણતામય બની ગયું હતું, તેથી મેં પણ કરૂણ કાવ્યમાંજ આશ્વાસન આપ્યું:

"ધાર્યું ધણીનું થાય......
પરંતુ સત્ય કર્મ તું કરતો જા !"

કાકા ખળભળી ઉઠયા,

"તો મેં શું અસત્ય કર્મ કર્યું છે તે મને કેરી લાગી ?"

"પણ વિધીએ તમારા કપાળમાં કેરી વાગવાનું લખ્યું હશે તેને કોઈ શું કરે ?" અને વિધાના કૃત્યપર દિલગીરીનો ઠરાવ પસાર કરીને અમારી સ્વારી સરકારી દવાખાનામાં ખુદાબક્ષ દવા ચોપડવા ઉપડી ગઇ.

**વિદાય !**

રાતની બારની લોકલમાં જેટલાં મળ્યાં એટલાં નાણાં લઇને કાકા સ્વધામ ઉપડવાને સ્ટેશને ઉપડયા. હું પણ એમને વળાવવા સ્ટેશને ગયો. કાકાને અર્ધો ડઝન પુત્રપુત્રીઓ હતી. તેમને માટે એમણે ખાસ ભરૂચની યાદગીરીના સ્મારક રૂપ એક પૈસા યાને ત્રણ પાઇની તાડફળી નંગ ૬ ખરીદી હતી, પણ એ બિચારા જીવને એટલી સમજ નો'તી કે બાર કલાકની મુસાફરીમાં એ ફળો તો સુકાઇને ચામડા જેવાં થઇ જશે ! મેં કહ્યું "જીવણકાકા ! આટલે દુર દેશથી સ્વદેશમાં જાઓ છો તો......

આવા પ્રસંગેએ સ્વજનોને રિઝવવા એક પૈસાનોજ સદુપયોગ કર્યો ?"

"અરે ! ગાંડા હજુ તને દુનિયાનું ભાન નથી ! એક પૈસો તો હજાર ઠેકાણે કામ લાગે. વળી આ દુનિયાજ એવી છે. આપણા ડ્રોઇંગ માસ્તરે ખરૂં લખ્યું છે કે,

"સૌ સૌને સૌની પડી
કોણુ પીડ પરાઈ જાણે,
સગાં સબંધી સૌ સ્વારથનાં
પોત પોતાનું તાણે!"

તેમ આ જગતનાં સગાં સંબંધીઓ સૌ સ્વાર્થનાં છે તો એવાં સ્વાર્થી સગાંઓને માટે એક પૈસા પણ વાપરું એ ઓછી ઉદારતા ન કહેવાય!"

"અરે! આપની ઉદારતા નિહાળીને તો બિચારો હાતમતાઇ પણ કબ્રમાં આકુળ વ્યાકુળ થતો હશે! અને દાનેશ્વરી કરણ તો સ્વર્ગમાં શરમાઇને નીચે મોઢે ફરતો હશે!" એટલામાં ગાડી આવી ઝાંપો ઉઘાડી અમે જ્યાં ડોકવું કર્યું કે "ઇધર જગે નહિ હે!" એક પઞાબી પોકારી ઉઠયો. જીવણકાકાએ તેની સામે મોરચો માંડયો,

"તુમેરે બાપકી ગાડી છે!" એટલામાં તો તે પ્રચંડકાય પોરસના વંશજે પોતનો પોલાદી મુક્કો જ્યાં ઉગામ્યો કે ચપળ જીવણકાકાએ સમયસૂચકતા વાપરી કાંચની બારીમાંથી ડોકું ખેંચી લઇને આગળ કવીકમાર્ચ કરવા માંડી, અને દરદી જેવા દેખાતા કેટલાક માણસો એક કંપાર્ટમેન્ટમાં બેઠા હતા ત્યાં જગ્યા લીધી. હવે "ઉજડ ગામમાં એરંડો પ્રધાન થયો." પોતાની જગ્યાએ બેસતાંજ કાકાએ તે બિચારા ગરીબોને દમદાટી કરવા માંડી.

"એય, જરા દુર બેસ! અલ્યા તું મોટો પલાઠો વાળીને બેઠો છું તો બરાબર રીતસર બેસ! ઓ મવાલી આમ લાંબો થઇને સુતો છું તો બીજા પેસેંજરોની સગવડનો તો વિચાર કર! ઓ સાહેબ! તમારૂં પોટલું આઘું ખસેડો!" એક ફકીર કાકાને શાંત પાડવા બોલ્યો,

"બાબા ઇધર સબ દો ઘડીકા મેહમાન હે!" કાકા તેના પર તપ્યા,

"ઓ હમબી જાનતા હે! અમકુ શિખામણ દેણેવાલા તું કોણ હે?" રસાકસી વધુ જામત પણ ગાડી ઉપડવાની સીટી વાગી જેથી મામલો શાંત થતાં અમે બન્ને એક બીજાને ગળે વળગી પડયા.

વિયોગમાં આંસુનો પ્રવાહ એટલો બધો વહી ગયો કે જીવણ કાકાનો મેલો કોટ ભીંજાઇ જવાથી તે કોટના ડાઘા મારા કોટપર પડયા તે એવા પાકા રંગના ડાઘા હતા કે ડાયમંડ જુબીલી પણ તેને દૂર ન કરી શકી! ભલે એ કોટ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી જીવણકાકાની યાદ તાજી રહેશે. ખરે! અમદાવાદનો કોટ તુટી જતાં અહમદશાહને લોકો વિસરી જશે તેમ મ્હારો કોટ તુટી જતાં જીવણકાકા વિસરાઇ જાય એમાં નવાઇ નહિં! પણ અરે! ભુલ્યો!

લખેલા લેખ કિસ્મતના
ભલે મીથ્યા કદિ થાશે;
જીવણકાકા જડયા છે જ્યારે
તે નહીંજ ભુલાશે."

અને ગાડી ઉપડી એટલે જીવણકાકા પણ ગયા તે ગયાજ પાછા દેખાયાજ નહિ; જેમ બિલાડી માસીને ઉંદરમામા મળવા ગયા હતા તેમ! વળી અમારા મુળશંકર મેડતાજી પણ પંદર રૂપીઆ પગારમાં ત્રીસ વર્ષ સુધી નોકરી કરીને પેન્શન ભોગવ્યા વગરજ ફનાની સ્પેશિઅલમાં સવાર થઇ ગયા! લ્યો હું એકલો જીવ તે કેટલો શોક કરૂં? વળી સ્વરાજ મેળવવાની પણ ફીકર! બસ હવે તો......

ડુબું છું શોક સાગરે
મને કોઇ બચાવોરે!
કોઈ બચાવોરે અરે!
કોઈ વ્હારે ધાઓરે!

ખરૂં પૂછો તો મારી...વિધવા ન થાય તેટલા ખાતરજ જીવી રહ્યો છું!



અક્લના ઇજારદાર પાનું ૯૯

" ફકીર ક્યાંથી આવાસ ને ક્યાં જવાસ ? "

મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.

(૮)

# મુંબઈની મુસીબત અને ઓરતની આફત !

આ હડહડતા કળિયુગમાં સત્યને અસત્ય માનનારા ઘણા છે. છતાં પણ પ્રભુ સાક્ષીએ જે કહીશ તે સાચુંજ કહીશ. મારૂં નામ ઝવેરભાઇ જાતે કણબી, બાપદાદાનો ધંધો ખેતીનો પણ " ભણ્યો કણબી ગામ બોળે " એ કેહવત ખોટી પાડવાને મુંબઇના મેદાનમાં નોકરી કાજે ઘુમી રહેલો પાંચ ફુટ ને સાડા અગીયાર ઇંચ ઉંચો છતાં સુકકા સરોડા જેવો અલમસ્ત ગેંધો. ઉંમર વરસ ત્રીસ છતાં અજાણ્યા માણસને તો પચાવન વર[redacted]ટ વયના અનુભવીને ઠરેલ પેન્શનર જેવો દેખાઉં ! પગાર રૂપિયા[redacted] રોકડા મુંબઇગરા. તેમાં પાંચ જીવોનું પેટ પણ મ્હારા એટલા મોટા પગારમાં નભતા પેસેન્જરોની વિગત નિચે પ્રમાણે છે:—એક તો હું પોતે. બીજાં અમારાં 'ધનતેરસ' અને તેમનાં ત્રણ ફરજંદ મળી કુલ્લે નંગ પાંચ.

એક મોટી પેઢીમાં કલાર્ક તરીકે કામ કરૂં છું. તેથી સવારના અગીઆરથી રાતના સાત વાગ્યા સુધી લખીને બરડાની કરોડ ગાંડીવ (ધનુષ્ય) સમાન વક્ર થવા છતાં કોટ, પાટલુન, કોલર, નેકટાઇ જ્યા ચઢાવ્યાં અને હાથમા જાડી વૉકિંગ સ્ટીક (શોભા માટે નહિ પણ ટેકા માટે ) પકડી કે સામા પક્ષવાળાઓ કોઇ લિડર આવે છે એમ ધારીને બેધડક સલામ કરી દેતાં. અમારા ગામમાં અને તેની આસપાસ ફરતા આઠ કોસ સુધી તો મારા જેવો બીજો કોઇ નામધારી મનુષ્ય ન હતો. ભલે અમારા જ્ઞાતિના વિઠ્ઠલભાઈ પટેલને આખું હિન્દુસ્તાન ઓળખે

પણ અમારૂ ગામ અને તેની આજુબાજુના લોકો તો વિઠ્ઠલભાઇ કરતાં મનેજ સારી રીતે ઓળખે છે, અને મ્હારા પ્રત્યે તેમની અપૂર્વ શ્રદ્ધા હોવાનું મુખ્ય કારણ મ્હારાં અવારનવારનાં વિદ્વત્તાપૂર્ણ ભાષણો છે. કારણ કે હું જ્યારે હોળી, દીવાળીની રજાઓમાં સ્વધામ સિધાવતો ત્યારે હોર્નીમેન, જયકર, કેલકર, વિઠ્ઠલભાઇ, વલ્લભભાઇ, જમનાદાસ મહેતા, સરોજની નાયડુ, સર પરશોતમદાસ, મિ. માદન, મિસીસ એઝંટ, મુન્શી, નરસિંરાવ, ભરૂચા, શૌકતઅલી, મહંમદઅલી, ગાંધીજી ખબરદાર, નાનાલાલ વગેરે અનેક જગજાહેર પુરૂષોમાંથી કોઇ એક એનાં વ્યાખ્યાનો છાપામાંથી મોઢે ગોખીને એવી છટાથી રજુ કરતો કે બધા ખુશ ખુશ થઇ જતા ને કેહતા કે "મારો બેટો ગાંડા પટેલનો ઝવેરીઓ મેમઇ જઇને હુશિયાર થઇ ગયો છે! મોટા મોટા ઝોંટલીમેન્ટ (ઝેન્ટલમેન) બાલેસ્ટરના કોંન પકડે એવો છે!" આટલી મારી લાયકાત!

હવે મારી 'ધનતેરસ' યાને ધણીયાણીને સુધરેલી ભાષામાં કહું તો મિસીસ કિંવા અર્ધાન્ગના, સહધર્મચારિણી, રામા, બામા, કામા, સ્યામા, કામિની, ભામિની, સ્યામિની, માનુની, વનિતા, લલિતા વગેરે વગેરે જે સમજો તે. ટુંકાણમાં પતાવીએ તો મ્હારી બૈરી ને મ્હારાં છોકરાંની બાની લાયકાતનું વર્ણન વાંચો.

અમરાં મિસીસ એટલે એદીઓનાં એજંટ આઠ નવ વાગે છેકરાં પુષ્કળ રડારોડ કરે ત્યારે ગાળો ભાંડતા ને છોકરાંને ગરમાગરમ ગુંદરપાક, મેથીપાક કે કેસરીપાક જમાડતાં પથારીનો ત્યાગ કરતાં. ત્યારે સુગળીના માળા જેવા એમના વિખરાએલા વાળથી અજાણ્યા બાળકો તો ભદ્રાકાળીનું ભયંકર સ્વરૂપ નિરખીને "ઓ બાપરે!" કરતાં ઘરના ખુણામાં લપાઇ જાય! ચેહરો ગૌરવર્ણો હતો છતાં ઓષ્ઠ (હોટ) રક્તપ્રવાલ સમ નહિ પણ વાસી

ગુલાબજાંબુ જેવા હતા. ધોળા કુદરતી દાંત પસંદ ન પડવાથી તે પર રાતો રંગ ચઢાવ્યો હતો. ગરદન લાંબી મોરની ડોક જેવી હતી ને પેટ પણ લાંબું સ્હેજે પાંચ શેર અનાજ સમાઇ જાય તેટલું હતું. પગનું વર્ણન મસ્ત ફકીરના શબ્દોમાં કહીએ તો દેશી પલંગના પાયા જેવા હતા. અમારાં ધણીઆણીનું આટલું બાહ્ય વર્ણન વાંચ્યા પછી એમનો સ્વભાવ કેવો છે તે આગળ ઉપર જોઇ લઇશું.

હવે ત્રણ બાળકો પૈકી એક પુત્રને બે પુત્રિ. એ ત્રણેની પ્રકૃતિ તો મારા જેવી ચંચળ હતી પણ આજકાલ નળમાં જળ ઓછું અને વળી અમારાં મિસીસ ઉતાવળીઆં જેથી બાળકોના નસીબમાં અઠવાડીઆમાં એકાદો વખત ન્હાવાનું સરજાયું હોય તેપણ હું જાતે આરંભ કરૂં ત્યારેજ પૂર્ણ થાય. અધુરામાં પુરૂં બાળકોને ધૂળમાં રમવાની અને આળોટવાની ટેવ જેથી સાંજે તો એ બાળકો છે કે બિલડાં તે અજાણ્યો માણસ તો સમજી પણ શકે નહિ. છતાં હું સ્વચ્છતાને ચાહનારો હોઈ રાત્રે બધાનું હાથ મોઢું ધોવરાવતો. ત્રણે બાળકો માર ખાઇને એવાં રીઢાં થઈ ગયાં હતાં કે બીજા માળની બારીએથી પડી જાય તો પણ ધૂળ ખંખેરીને રમતાં થઇ જાય. ને રડવામાં તો આખા મહોલ્લાના બલ્કે આખા શહેરના બાળકોમાં ચેમ્પીઅન શીપલઇ જાય. ઘણી વખત તો એમના રડારોળને શોરબકોરથી લ્હાય લાગી હશે એમ જાણીને પોલિસ ને બંબાવાળાઓ પણ દોડી આવે! જેમ સારૂં ગાનાર ગવૈયાઓને ચાંદ મળે છે તેમ સારૂં રડનારને ચાંદ મળતા હોય તો અમારાં ત્રણે બાળકોજ તે ચાંદ લઇ જાય!

અમારા ઘરના મનુષ્ય નં. ૫ ની કારકીર્દિ આપે જાણી હવે આગળ ચાલો.

અમારૂં દિવાનખાનું કે જનાનખાનું, બબરચીખાનું કે લંડાઇખાનું જે કહો તે એકજ નાની ઓરડી હતી. મુંબઇના માળાઓમાં રહેનાર પ્રાણીઓને આથી વધુ સમજાવવાની જરૂર રહેશે નહિ કે લગભગ પાંજરાપોળના ડોબાં જેવી ત્યાંના બાહુતોની દુઃખદ સ્થિતિ હોય છે.

અમારા અવાસની ઉત્તર દિશાએ કચરાપટીનાં ખોખાં આવેલાં હતાં એટલે તે તરફથી કેવી હવા આવતી હશે તે તો અનુભવીઓજ જાણે. બિચારા સિમલા, મસુરી, મહાબળેશ્વર, માથેરાન કે દેવલાલીની હવા ખાવા જનાર શેઠીઆઓને અમારા જેવી સુકી અને સોજજી હવા ખાવાનું સદ્ભાગ્ય કયાંથી પ્રાપ્ત થાય!

દક્ષિણ દિશાએ કઠેરો હતો ને કઠેરામાં છેડે દાદર હતો તે પર થઇને બીજા, ત્રીજા માળ ઉપર જઇ શકાતું. તે કઠેરામાં પણ ગલી-કુંચીઓના રસ્તા જેવો ગદવાડ ચાલુ રહેતો. મરચાંની હગાર, ઇડાંનાં કોટલાં, મચ્છીના કાંટા, બકરાંનાં હાડકાં ને વખતે કવખતે અમારાં પોતાનાં ચિરણજીવીઓ લઘુશંકા કે ગુરૂશંકા પણ ત્યાંજ કરે, પછી સુગંધનું તો પુછવુંજ શું? પણ અમારા માળામાં રેહતાં જાનવરો એ સુગંધથી ટેવાઇ ગયેલાં જેથી એમને એ બાબતની ઝાઝી ચીડ ન હતી. અજાણ્યા માણસો તો અમારા માળામાં આવવાનું સાહસ ભાગ્યેજ કરે! છતાં ધન્યવાદ ઘટે છે રોકડચંદ મારવાડીને કે તે વખતે પોતાના લેણદારો પાસે નાણાં ઉઘરાવવા આવી શકે છે અને ગદવાડ કે દુર્ગંધથી જરાએ ડરતો નથી.

હવે પૂર્વ દિશામાં પ્રથમ ખોલી આર્નોલ્ડ ડિકાભાઇ ખ્રીસ્તીની હતી. તેની બાજૂમાં મમદુ ખાટકી અને તેની બાજુમાં ઉસ્માન ભઠીયારો. એ પ્રમાણે જેમ જેમ પૂર્વ દિશામાં પ્રયાણ કરીએ તેમ તેમ

પચરંગી પ્રજાની વસ્તીનાં દર્શન થતાં અને મચ્છીના કાંટા તથા હાડકાં ઠેર ઠેર પડવાનું કારણ પણ તેજ હતું. એ મહાશયોને રોકવાની કોઇનામાં તાકાત ન હતી. એક વખતે મે મિ. આરનોલ્ડને સ્હેજ મિત્રભાવે ખંડાનાં કોટલાં ચાલમાં ન નાખવાનું કહ્યું ત્યારે તેણે તોચ્છડાઇથી કહ્યું કે:—

"તમે પણ કોટલાં નાંખો તમને કોણ રોકે છે? શું તમારે લીધે અમારો ખોરાક ત્યજી દઇએ?" આપણે તો "તેરી બી ચુપ અને મેરી બી ચુપમાં"જ સલામતી સમજી ગયા. ફરિઆદ પણ કોની પાસે કરીએ કારણ કે માળાનો માલિક મુસલમાન હતો. જો કરીને બીજી જગ્યાએ રહેવા જઇએ તો ભાડું વિશેષ ભરવું પડે.

હવે રહી પશ્ચિમ દિશા, તે તરફ પહેલી રૂમમાં ગં. સ્વરૂપ અંબાકાકી બિરાજતાં હતાં. તે શ્રદ્ધાળુ અને ભાવિક હતાં જેથી હાડકા જોઇને ઘણી વખત ભડકતાં પણ તેનો ઇલાજ ન હતો. માળામાં મારા જેવા હિંદુ ગૃહસ્થોની સ્ત્રીઓની મીટીંગ નવરાશના ગાળે અંબાકાકીની ઓરડીમાં મળતી ત્યારે ચાર ચોટલા એકઠા મળી કોઇકના ઓટલા ખોદવાની યોજના ઘડાતી તે પણ મુંબઇમાં તો પત્થરના પાકા ઓટલા ને ખોદાયજ શી રીતે? અંબાકાકીની ઓરડીની પેલી ગમ ભગત ભુલાભાઇનો અખાડો હતો. તેમાં દર રાત્રે બબ્બે વાગતાં સુધી ભજન કીર્તનના બેસુરા બરાડા સાથે પખાજ અને મંજીરાના કર્ણકટુ ધ્વનિથી આખો માળો ગાજી ઉઠતો એટલે સ્વભાવિક રીતે એ ભાવિક ભક્તોનું મંડળ ન વિખરાય ત્યાં સુધી નિદ્રાદેવી તો રિસાઇ જતાં તે કેમે કરી મનાયજ નહિ! આજુ આજુ આવા પ્રકારનું વાતવરણ હતું છતાં અમે દ્રઢતાપૂર્વક, આનંદ જનક જીવન ગુજારતાં!

અમારો માળો પણ એક ઐતિહાસિક સ્થાન યાને કે નાનું સરખું પાણીપત હતું. કારણ કે તેમાં અહરનિશ નાના પ્રકારના વિગ્રહ અને સુલેહના કોલકરારો થયાજ કરતા. લ્યોને થોડાજ દિવસની વાત છે સવારના પહોરમાં પુરૂષોના જાજરૂ આગળ ટર્ન બાઇ ટર્ન તારના થાંભલા પ્રમાણે દસબાર પુરૂષો દીશાએ જવા 'પોઝીશન ઓફ ધ સોલ્જર' પ્રમાણે ક્વિકમાર્ચ કરવાની તૈયારીમાં ઉભા હતા. ફર્સ્ટ નંબરે કોઇ ખાનસાહેબ હતા અને સેકંડ નંબરે કોઇ હિન્દુસ્તાની જેવા જણાતા મુસ્લિમ સદ્‌ગૃહસ્થ હતા કે જેમણે શીરપર મલાઇના પોપડા જેવી નાનકડી સફેદ ટોપી પહેરી હતી. આ બંન્ને સાહેબો જાજરૂમાં પધરામણી કરવા સારૂ એક બીજા પ્રત્યે વિવેક દર્શાવવા લાગ્યા. ખાનસાહેબે બીજા ગૃહસ્થને કહ્યું,

"જનાબ આપ જાઇએ !"

"નહિ આપ બળીએ !"

"અજી આપ બળીએ !"મ્હારૂં બેઠું એ આપ બળી'યે આપ બળી'યેનું પ્રકરણ એટલું લંબાયું કે બીજા સાહેબ પાયજામાં ફરાગઇ થઇ ગયા ! જોયું હિન્દુસ્તાનીઓના વિવેકને કંઇ હદ છે ? બધા હસી પડયા. પોતાના મિત્રનું અપમાન થયું જાણીને ખાનસાહેબ અમારા ઉપર તપી ગયા. પણ બે ચાર માણસોએ વચ્ચે પડી મામલો શાંત પાડયો. સાઠ ઓરડીઓ વચ્ચે પુરૂષોને માટે ફક્ત એકજ જાજરૂ હોવાથી આવી આફતો અનેક વખતે ઓચીંતી ને અણધારી આવી પડતી.

**વિગ્રહ બીજો.** અંબાકાકી નળપર પાણી ભરી રહ્યાં હતાં એટલામાં મિસીસ આરનોલ્ડ ઉકાભાઇએ પોતાનો લોટો નળ નીચે ધરી દીધો જેથી કાકી અને મિસીસ આરનોલ્ડ વચ્ચે જાદવાસ્થળી

જામી. વૃદ્ધાવસ્થાને લઇને કાકીની હાર થઇ જેથી તેમની મદદે અમારાં મિસીસ દોડયાં. અમારાં મિસીસને ગામડામાં તળાવ કિનારે કે કુવા કાંઠે ડીકણું લઇને લુગડાં ધોવાની આદત પડેલી જેથી તે પ્રેકટીસ કાયમ રહે એ હેતુથી ડીકણું લઇને દોડયાં અને દુશ્મન પક્ષ પર મારો શરૂ કર્યો. સ્ત્રી વર્ગની હિમાયતે પુરૂષ વર્ગ દોડયો જેથી પુરૂષોમાં ઝપાઝપી ચાલી પણ અમારા માળાથી થોડે દુર એક ભવ્ય બંગલામાં વસ્તા કોઈ જે. પી. મોટર લઇને દોડી આવ્યા અને સંધી કરાવી. આમ વખતો વખત અમારા માળામાં જવાળામૂખિ પ્રગટી નીકળતો.

અમારા દિવાનખાનાની બહાર અહર્નીશ " નો એડમીશન વિધાઉટ પરમીશન" નું પાટીઉં લટકેલુંજ રહેતું તેથી અમારા ગૃહજીવનની પ્રાઇ-વેટ સ્થિતિ ચાલનાં બીજાં મનુષ્યો જાણતાં ન હતાં. જેથી સાધારણ રીતે હું કોઇ અમલદાર છું એમ તેઓ બહારના ભપકા ઉપરથી જાણી લેતાં. ઘરમાં હાલ્લાં કુસ્તી કરતાં હોય છતાં બહાર ભપકો રાખનાર આજકાલ સદગૃહસ્થ અથવા જેન્ટલમેન ગણાય છે.

હું આપને જણાવી ગયો છું કે અમારા ગામમાં તથા આસપાસનાં ગામડામાં મારૂ સ્થાન ઉંચું ગણાય છે. અને તેથીજ અમારી જ્ઞાતિના જુના રિવાજોમાં સુધારો કરવાનું મેં બીડું ઝડપ્યું છે. કોળી, દુબળા, વાઘરી, ચમાર, ઢેડ, ભંગી ઇત્યાદિ જ્ઞાતિઓ પરિષદો ભરીને પોતાની જુની પ્રણાલિઓમાં સુધારો કરે તો અમારી તે કરતાં કંઇક આગળ પડતી જ્ઞાતિ સુધારાથી વંચિત રહે એ મારાથી કેમ ખમી શકાય ? અમારી જ્ઞાતિમાં માતાના પેટમાં બાળક બાળકીઓ હોય છે ત્યારથી લગ્ન સંબંધ જોડાય છે. એ રિવાજ અને બાર વર્ષે જ લગ્ન સમારંભ થાય ! એવી કેટલીક રૂઢિઓને નાબુદ કરવા ખરસાણ મુકામે અમારા

લોકોની પ્રથમ પરિષદ ભરાવાની હતી તેમાં ભાગ લેવા સારૂ ખાસ ભાડેથી ભપકાદાર કોટ પાટલુન લાવ્યો હતો, અને શંકરીઆની પોર્ટમેન્ટો એ દિવસને માટે માગી લાવ્યો હતો. ગ્રામ્યજનોના મોટા સમુહપર મારી વિદ્વત્તાની છાપ બેસાડવા સારૂ નરભેરામભાઇના ચસમા પણ પહેરી લીધા હતા અને મ્હારી ઉદારતાની છાપ અમારા જ્ઞાતિ જનોના મસ્તક પર સદાને માટે છપાઇ જાય એ હેતુથી છુટા હાથે વ્હેંચવા સારૂ એકાદ ડઝન ઉંચામાં ઉંચી લાલટીન સીગરેટની ડબી ( બે પાઇની એક ડબી લેખે ) પણ ખરીદી લીધી હતી ! રાતની દસની લોકલમાં હુ ઉપડવાનો હતો એ બાબતનો તાર પણ મેં પરિષદની સ્વાગત કમિટિન પ્રમુખપર કરી દીધો. પણ એટલામા એક મોટું વિઘ્ન આવી પહોંચ્યુ. અમારી મિસીસના પિયરથી તેમના ભાઇનો તારીદનો કાગળ આવ્યો હતો તેમાં તેમની ભાભીની અધરણીનું ટાણું આવી પડેલું છે માટે એકદમ આવવાનું સુચવ્યું હતું એટલે મિસીસ પણ તૈયાર થવા લાગ્યાં. મેં તેમને શાંત પાડતાં કહ્યું—

"એ દિવસમાં પરિષદનું કાર્ય પતાવીને સત્વર પાછો આવીશ પછી તારે જવું હોય તો જજે !"

"પણ એ પરિષદ તમારી શું અંતરની સગી થાય છે તે તમારા ગયા વગર તેનું કામ અટકી પડશે ?"

"અરે ! નાદાન, પરિષદ તે કંઇ બૈરી બૈરી છે તે તું સગી કહે છે ! એ તો આપણી નાતના બધા પટેલીઆઓ આપણા ગામથી પાંચ આઉ છેટે બોલ્યું ખરસાણા છે ને ત્યાં એકઠા થવાના છે ને આપણી નાતમાં જે જે ખરાબ રિવાજો છે તેને કાઢી નાખવા વિચાર ચલાવવાના છે તેમાં ભાગ લેવા હું જવાનો છું."

"તો શું મ્હારી ભાભીની અધરણી કરતાં તમારી પરિષદ્ વધુ થઈ ગઈ?"

"અરે! ગાંડી, આવા અગત્યના કાર્યમાં મ્હારા જેવો સુધારેલો મનુષ્ય ભાગ ન લે તો પછી કોણ લે? વળી મેં રાતની ગાડીમાં જવાનો તાર પણ કરી દીધો છે."

"ઓહોહોહો! દયો મ્હારી બઈ તાર કરી દીધો એમાં તે શું ધાડ મ્હારી? હવે બીજો તાર કરી દયો તેમાં એમ જણાવી દયો કે એકાએક ખાનગી અડચણ આવી પડવાથી મ્હારાથી આવી શકાય એમ નથી માટે દિલગીર છું? તમને જુઠું બ્હાનું કાઢતાં કયાં નથી આવડતું?"

"પણ આ વખતે તો ચાલે એમ નથી"

"તો મ્હારે પણ આજ રાતની ગાડીમાં ગયા વગર ચાલે એમ નથી! એકનો એક ભાઈ અને વળી તેને ત્યાં ખુશીનુ ટાણું! હું ન જાઉં તો કોઈ મુરખી ન કહે?"

"પણ બે દિવસમાં શું ખાટું મોળું થઈ જાય છે?"

"નહિ, તાકીદનો કાગળ છે માટે આજ રાતનાજ જવું છે ને છગન ને મગનને માથે તો પહેરવાની ટોપી સરખીએ નથી તો જાઓ વ્હેલા વ્હેલા ભીંડી બજારમાંથી બે ટોપીઓ લઈ આવો અને બુટ લાવવાનું પણ ભુલતા ના!"

"અરે! તું ઓર્ડર કરે છે પણ એ બધા પૈસા કયાંથી આણવા?"

"તો પરિષદ્‌માં જવાના ને તાર કરવાના પૈસા કયાંથી આણ્યા?" અમારાં મિસીસ એ એવું જીદ્દી પ્રાણી છે કે જંત્ર, મંત્ર, તંત્ર કે યંત્ર વડે પણ વશ થાય એમ નથી છતાં હું પુરૂષ તે પુરૂષ કૈં બૈરીથી ગાંજયો જાઉં! આખા દિવસના વિગ્રહને અંતે પણ મેં મારી મકકમતા

ન છોડી અને જવાને તૈયાર થયો ત્યારે સામા પક્ષને પોતાનાં હથિયારો છોડી દઇને શરણે આવવું પડ્યું. અમારા ભગનીઆની બાએ પોર્ટમેન્ટોમાં બરાબર વ્યવસ્થાસર કપડાં વગેરે મૂક્યાં અને બારણા સુધી વળાવવા આવી,

"તમે જોજો ન વાયદા વિતાવજો
પિયુ પેલી પેસેંજરમાં આવજો"

ના સંગીત રણકાર સાથે વિદાયગીરી આપી. ગમે તેવી અભણ છતાં મ્હારા જેવા કેળવાએલા પુરૂષના સહવાસમાં રહેવાથી એ કંઇક સંસ્કારી બની છે; એમ મનમાં ખાત્રી થઇ જેથી સંતોષપૂર્વક સ્ટેશને ગયો. અને ગાડીમાં સવાર થઇ ખરસાણા મુકામે પહોંચી ગયો. સ્ટેશને હારતોરા સાથે પુષ્કળ આરદસત્કાર મળ્યો. મારા જીવનમાં આવો આનંદનો અવસાર આ પ્રથમજ હતો. ગાડીમાં બેસી ઉતારે ગયો. પરિષદના પ્રમુખનો અને મ્હારો ઉતારો એકજ ઘરમાં હતો. ઉતારે જઇને હાથ મોઢું ધોઇ કપડાં બદલવા પોર્ટમેંટો ઉઘાડી કોટપાટલુન કાઢવા માંડયાં તો અફસોસ ! અને મહા અફસોસની વાત એ બની કે કોટપાટલુની જગ્યાએ ચણીયો ચોળી નીકળ્યાં ! ત્યાં બેઠેલા દસબાર પુરૂષો હસી પડયા ! ધરતી માર્ગ આપે તો તેજ ક્ષણે તેમાં સમાઇ જવાનો વિચાર હતો પણ પત્થરની દયાહીન ભૂમીએ માર્ગ ન દીધો ! શરમને લીધે મોઢું ઉંચું કરવા જેટલી પણ શકિત ન રહી. ! તરત મુંબઇ વળવાનો નિશ્ચય કર્યો પણ બીજા પુરૂષોના આગ્રહથી લાચારીએ રહેવું પડયું, મ્હારી વાચાળ શકિતનો લોપ થયો હતો. અને સાદાં લુગડાંએ પરિષદ્ મંડપમાં જવાની ફરજ પડી.

લોકોના અત્યાગ્રહથી લાચારીએ પ્લેટફોર્મ પર ચઢવું પડયું અને ન છુટકે ધ્રુજતા હૃદયે અને ધડકતી છાતીએ પાટલુનના ખિસ્સામાંથી

મ્હારૂં આઠ દિવસ પહેલાં લખેલું ભાષણ વાંચવા સારૂ કાઢયું તો હજારો મનુષ્યો સમક્ષ આશ્ચર્ય અને અજાયબીની વાત એ બની કે ભાષણના કાગળોને બદલે પાટલુનના ખિસ્સામાંથી બાળપોથીનાં એક બે ફાટેલાં પાનાં નીકળ્યાં જેમાં છાપેલું હતું કે,

**"ચાલો ઉઠોને આજ રમત રમીએ નવી રે!"**

મ્હારાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ ! હું ત્યાંથી મુઠીઓ વાળીને નાઠો તે નાઠો! પાછળ જોવાનું સાહસ પણ કર્યું નહિ. મુંબઇમાં આવીને મિસીસની ખૂબ ઝાટકણી કરી પણ એ બધું 'પત્થરપર પાણી' થયું. અંતે મારે ભવિષ્ય માં ભાષણ ન કરવાની ભિષ્મ પ્રતિજ્ઞા લેવી પડી! જો દરેક લિડરને મ્હારા જેવી ગૃહિણી હોય તો હિંદનો દિવસ આપો આપ ફરી જાય ! મ્હારા ધારવા પ્રમાણે નરસિંહ મહેતાને પણ મ્હારા જેવુંજ રત્ન મળ્યું હશે ! નહિતર પત્નિ પરલોક સિધાવી ત્યારે "ભલું થયું ભાંગી જંજાળ" કહેવાની જરૂર શા માટે પડી હશે ?



(૯)

# દેશી દરબાર?

( પંદર દાયકા પહેલાં ભારતવર્ષમાં કેવા રાજવી હતા તેનું દિગદર્શન કરાવતો હાસ્યપૂર્ણ લેખ. )

"રાજા વાજા ને વાંદરાં" એ કઢંગી કિંવદંતિ અંગ્રેજ સરકારનું હીંડીચામાં આગમન થયું તે પનોતા કાળમાં ઉત્પન્ન થએલી હોવી જોઇએ. કારણ કે તે સમયના રાણાઓ અને નવ્વાબો એવા "ગાફિલ મુસાફર" હતા કે તેમને આ "મતલબી દુનિયા"નું જરાએ ભાન ન હોવાથી પેલા પશ્ચિમના "સસ્તા પર્ઝા" ના હાથમાં એ "ભોલા શિકાર" સપડાઇ ગયા. જેથી આજે એ "એશિયાઇ સિતારા" ઓ તેજ વિહીન થવાથી "અમૃત"ને બદલે "મીઠાં ઝહર" એટલે વિલાયતથી વી. પી. થઇને આવેલી બાટલીઓ પેટમાં પીપા થવાથી શરીરિક અને માનસિક શકિતનો વિનાશ થતાં પોતાની એ "એકજ ભૂલ"થી પશ્ચાતાપ કરીને "ભૂલનો ભોગ" બનતાં "સોનેરી જાળ"માંથી છૂટવા સારૂ "રાજરમત"ના પ્રપંચો કરી રહ્યા હતા. છતાં "ભાગ્યોદય" નજ થયો! હવે કહે છે કે આપણે પરાધીન થયા એ "કોનો વાંક"? કસ્મતનો! નહિ, નહિ! મોહનિંદ્રામાં પડેલા માનવીઓ કિસ્મતનો વાંક નથી! કારણ કે પેલા બુઢ્ઢાઓ તમને શિખામણના બે શબ્દો કહેવા લાગ્યા; ત્યારે તમે કહેતા હતા કે "એમાં શું"? પણ હવે "દોરંગી દુનિયા" ની કસોટીપર ચઢયા પછી "કીમતી આંસુ" વહેવરાવો છો તે વ્યર્થ છે! વાંચક મહાશય! તું પણ આ "ભુલ ભુલૈયા" માં ભુલો પડયો હોય તો નિરખ તે સમયના એક દેશી દરબારનું અવર્ણીય ચરિત્ર!

## વિજુભાનું વિદ્યાર્થી જીવન.

વેજલપરના નરેશ ખેડુભાના પાટવી કુંવર વિજુભા વિદ્યાર્થી તરિકે લાયક ઉમરના થયા ત્યારે તેમને ધામધુમથી રામશંકર મહેતાજીની નિશાળે બેસાડવામાં આવ્યા. પુરાણી પ્રાણાલિકાના મહેતાજી બીજા વિદ્યાર્થીઓને ગુંદરપાક જમાડતા તે નિરખીને વિજુભા મનમાં સમજ્યા કે.

"આજે એમનો વારો તો કાલે આપણો પણ આવે !" જેથી તે અગમબુદ્ધિ રાજકુંવર બીજા દિવસથીજ "એકી જાઉં, બેકી જાઉં લાગ પડે તો નાસી જાઉં !" ના જુના લોક વાકયને અમલમાં મુકવા લાગ્યા. દરબારની ડહેલીએ દરરોજ મહેતાજીને ફરીઆદ કરવા જવું પડતું કે—

"રાજકુંવર તો નિશાળમાંથી દરરોજ બ્હાનું કાઢીને નાસી જાય છે !" દરરોજ બે માણસો વિજુભાને ટીંગાટોળી કરીને નિશાળમાં નાખી આવે પણ ત્યાંથી લાગ મળતાં જંગલમાં મંગલ કરવા ઉપડી જાય ! આ પ્રમાણે પાંચ વરસ ચાલ્યું પણ પાટવી કુંવરને તો કરવતનો ક કે, ખલનો ખ પણ આવડયો નહિ, જેથી ગધેડાના ગ જેવોજ રહ્યો ! રામશંકર મહેતાજી પણ થાકયા હતા. કારભારી મોટાભાએ મહેતાજીની અનેક વિનવણીથી ખેડુભાને ખાનગીમાં કહ્યું—

"બાપુ, ઈ આપણા રાજવંસીનાં સોરૂ કંઈ વોંણીયા બોંમણની પેઠયે સોપડા લખવાનોં કે કથા વોંસવાનોં સે ? બસારા વિજુભાને નત દન નેહાળના વસારમોં ને વસારમોં શા હારુ મોકલો હુકની મારોસો ! વોંસવા લખવાનું કે અંસાબ કતાબનું કેમ પડશે ત્યારે કોઇ વાણીયાના દીકરાને કોંન પકડીને બેંસી લાવીસું !"

મુછુંના આંકડાના ચાંકડાપર લીંબુ ઠરશે કે જમરૂખ ઠરશે તેનો નિર્ણય કરવા દર્પણમાં મોઢું નિરખીને "પઘડી બાંધે પેચ સંવારે ઠુમક ઠુમક પાંઉ દેંગે!" જેવું કંઇક કરતા ખોંખારો કરીને ખોડુભા ઉચર્યા.

"મોટાભા! ઇ આપનું કહેવું પણ હાવ નોંખી દેવા જેવું નથ...પણ..."

"ભલે બાપુ! આપનું કહેવું હમઝી ગીયો! પણ બાપુ ઇ ઝીણીયું વાતુંના પતાળ જેવા ઉંડા વસારમાં આપણે પડવાની શી ઝરૂર? આહીંતો ઝટ તરવાર તાણીને પટ ડોકું વાઢયું! એવું રઝપુતના દીકરાને શોભે એવું હીખ્યા કે બસ!"

"તો આપણો વિજુભા પણ તરવાર તાણવામાં અને કામઠું મારવામાં પાસો પડે ઇમ કયાંસે? જુઓને કાલે બપોર ગાળે ઇના ભોંણામોંથી મિનડી આવીને દુધ પી ગઇ, તો ખીંટીએથી તરવાર તાણીને ચાકરૂં પાસે મિનડીને પકડાવીને પટશુંને વાઢી નાખી! આ બહાદુરીના કામ બદલ મેં એને વસન આપ્યું કે.

"બોલ બરસા માગ, માગે તે આપું! જે જોઇએ તે વિના હંકોસે બોલ!"

"ધન, ધન, વિજુભા! હાં બાપુ પણ ત્યારે એણે હું માયગું?"

"વિજુભાએ તો કરગરીને એવું માયગું કે બાપુ! જો તમે મારાપર પુરેપુરા પરસન થયા હોય તો આજથી નેહાળે મોકલવાનું માંડી વાળો! હું તો એના શબદ હોંભળીને વસારમાં પડયો કારણ કે બોલ્યો સારણ તે દિ કે'તો ઉતો કેઃ—

"બોલયું વસન પાળે નહિ ને કોલ તોડે આપનો
વિશ્વાસ તેનો કો નવ કરે સારો ભરોસો બાપનો!"

"તો બાપુ ! ખરા સત્રી બચ્ચાએ કોલ તોડવો ન જોઈએ !"

"ત્યારે લ્યો આજથી વિજુભાને નેહાળેથી પાસો ઓાંણુવો" થોડાવારમાં તો પાટવીકુંવર વિજુભાની સ્વારી ધામધુમથી ભણીગણીને સ્વધામે સિધાવી ! હોય ભા હોય ! છતો મોટાનાં સોર !

## સિંહાસનને શોભાવ્યું !

પિતાના છત્ર નીચે બે વરસ યુવરાજપદ શોભાવ્યા પછી કારભારીની સુચનાથી વિજુભાને ગાદીનશીન કર્યા અને વાનપ્રસ્થ રાજા ખોડુભા સંતસમાગમ કરવા કાજે ઘોડાના તબેલામાં ગંજેરી બાવાઓનો અડ્ડો જમાવીને દિવસો વિતાડવા લાગ્યા. નવા રાજા વિજુભાની કીર્તિ ભાટ ચારણોએ દશે દિશામાં પ્રસરાવી ! વિજુભાના અદલ ન્યાયની પણ ઠેક ઠેકાણે વાહવાહ થવા લાગી ! ચાલો આપણે પણ એમના દરબારનું નિરિક્ષણ કરીએ.

બધા રજપુત સરદારો પોતપોતાના આસને બેઠા છે. એક ઉંચા આસને વિજુભા મુછું ન હોવા છતાં મુછુંના આંકડાને વળ દેતાં, ચુડીદાર ચોરણાપર રેશમી ગુલાબી પહેરણ અને તે પર કિનખાબના છત્રીસ ઘુઘરીયાળા બટનોવાળો કબજો પહેરીને કમરે બેટમાં ખંજર ખોસીને બેઠા છે. માથાપર લાંબું રાક્ષસના આંતરડાં જેવું પાઘડું વીંટાળીને સરસ્વતીચંદ્રમાં વર્ણવાએલા જમાલ જેવા ફાંકડા બનીને માર્સડનના ઇતિહાસમાં "શાહ આલમ કંપનીનું લશ્કર તપાસે છે" તે સ્ટાઇલથી હુક્કો તાણી રહ્યા છે. બીજી તરફ કસુંબા પાણીની તૈયારી થઇ રહી છે. એવામાં કોટવાળે એક બંદીવાનને હાજર કર્યો.

કોટવાળ–બાપુને ઘણી ખમ્મા !

વિજુભા–કેમભા ! આ કુણસે ?

કોટવાળ—બાપુ ! ઇ પાપી મનીખે પોતાની બૈરીને વાઢી નાંખીસે.

વિજુભા—કેમ અલ્યા બંધવા ! આ કોટવાળ કહે છે ઈ હાચું સે કે ઝુઠું ?

બંધવો—બાપુ હાચું સે ! કરોધમોંને કરોધમાં મેં મારી બૈરીને વાઢી નાંખી હતી પણ બાપલા હવે હાથે રોટલા ટીપી ટીપીને થાકયોસું જેથી પસ્તાઉંસું !

કારભારી—ઓય મ્હારા બાપ ! છતો અસ્તરી હત્યાનું મો...ટું પાપ કહેવાય !

વિજુભા—પોતાની બૈરીને મારી નાખવી તેમાં પાપ કેવું ?

કારભારી—બાપુ, આપના મોટા બાપુના વખતમાં તો આવું નીસ કોંમ કરનારને ફાંસા દેવાતી હતી !

વિજુભા—જાઓ ત્યારે હું પણ ફાંસીનો હુકમ કરૂં સું.

બંધવો—બાપુ આટલો ગ'નો માફ કરો હવેથી એક માંકડ કે મસ્સરને પણ નહિ મારૂં. (દરબારને પગે પડે છે.)

વિજુભા—કારભારી, બાપુના વખતમાં આમ પગે પડે તીનો ગ'નો માફ કરતા ઉતા કે નંઇ ?

કારભારી—બાપુ ખુશીમાં હોય ત્યારે ગ'નો માફ કરી દેતા ખરા પણ...

વિજુભા—પણ શું ? બસારો પગે પડી પડીને રડી રહ્યોસે તો જાઓ તેને સુટો કરી ઘેર પહોંચાડી દ્યો. અલ્યા બંધવા ખબરદાર ! તું પણ હવેથી ફરી આવું કરનો નહિ ! એટલો ચુકાદો આપનાંમાં તો વિજુભાને પરસેવો પણ થયો જેથી હજુરીયાઓને વીંઝણો વીંઝવાનો હુકમ કર્યો એટલામાં કોટવાળ બીજા બે માણસોને લઇને હાજર થયો.

કોટવાળ—બાપુને ઘણી ખમ્મા !

વિજુભા—હવે ખમ્માને બમ્મા ! જે કહેવું હોય તે ઝટપટ કહી નાખો, અહીં તો પરસેવાથી રેબઝેબ થઇ ગયા સઇએ ને ભઇને તો અન્સાફ કરાવવાની પડીસે !

બે માણસો પૈકીનો મોટો માણસ બે હાથ જોડીને કરગરવા લાગ્યો.

ચંદ્રવદન—સરકાર ! બાપુ ! આ માણસ કે જેનું નામ કાળીઓ છે કે જે...

વિજુભા—ને તારૂં નોંમ કું સે તે ભસી નોંખને !

ચંદ્રવદન—સરકાર ! મારૂં નામ ચંદ્રવદન.

વિજુભા—~~[illegible]~~, આવું રૂડું નામ કોણે પાયડું હશે ? નોંમ નો સદરવદન સે ને એનું ડાસું તો હાવ મરકટ જેવું સે ! ને ઓલ્યાનું નામ કાળીઓ છે છતાં ઇતો મારો દીકરો ગોરો ગોટીયા ગલના ગોટા જેવા સે !

કારભારી—બાપુ નોંમ પરમોં ! [illegible] બધે કંઇ થોડો હોયસે ? મીઠાભાઇ નોંમ હોય [illegible] જેવા હોયસે ! કડવાભાઇ મીઠી સાકર જેવા હોયસે ! પેલા બગલા વાણંદનો દીકરો પત્થર કરતાંએ ભુંડોસે ! તેનું નામ હીરો પાડયુંસે ! ઇતો દન્યોંમેં ઇમનું ઇમ હાલ્યું આયસે બાપા !

વિજુભા—સાલ હારૂં ત્યારે સદરવદન ત્હારે કહેવું હોય તે એકદમ કહી દે !

ચંદ્રવદન—બાપુ ! એમ છે કે જાણે હું પરદેશમાં વેપાર અર્થે ગયો હતો.

"ઘરબાર તથા એક છ માસનું બાળક મારી બૈરીને સોંપીને હું પરદેશ ગયો હતો ત્યાંથી બાર વરસે કમાઇને આયવોને ઘરમાં આવીને જોવું છું તો બધો સરસામાન ખલાસ થઈ ગયો હતો મેં મારી બૈરીને પૂછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે,

"બાર, બાર વરસ સુધી એક રાતી પાઇ પણ મોકલાવી નહિ અને વળી હિસાબ માગો છો? આ તમારા બા...નું પેટ ભરવા બધું વેચી નાયખું?" ત્યારે મેં તેને ધમકાવતાં કહ્યું.

"કેમ કઇ ત્રણ ટકાની રાંડ થઇને મને મરદને બીવરાવે છે કે બધું કોઇ તારા મા...ને ખવરાવી દીધું હશે!" એટલું કહેતામાં તો ઝાડુ લઇને મારાપર ધસી આવી.

"તમારો આ ઘરમાં શો હક છે? બાર વરસ થયાં મારા કબજામાં ઘર હોવાથી ઘર તથા સરસામનની હુંજ માલિક છું માટે જો વધારે પંચાત કરશો તો બાવા બનવું પડશે."

"એમ! વાત એટલી બધી વધી છે તો લે...એ ખાસડું કાઢીને જ્યાં મારવા જાઉં છું કે તેણે આમારા નોકર કાળીઆને હુકમ કર્યો.

"કાળીયા, શું જોઇ રહયો છે? તારી શેઠાણીને એ મુવો મારે ને તું જોયા કરે!" આટલું કહેતા માંતો આમારા હાળા રાક્ષસે મને બે ત્રણ ધોલો લગાવીને ઘરમાંથી કાઢી મુકયો. મેં બેંકડા તાણીને આખું ફળીઉં ભેગું કર્યું. પણ મારી બૈરીના આગળ કોઇનું ચાલ્યુ નહિ! મેં ઘરતો જતું કર્યું પણ છોકરાને માંગ્યો તો કેહવા લાગી કે.

"એને મેં પેદા કર્યો છે માટે એના પર મારોજ હક છે. વળી બાર વરસ થયાં છોકરો મારાજ કબજામાં છે એટલે કોરટ પણ તમને અપાવી શકે નહિ" તો બાપ્પ સાબ, ઘરબાર ને છોકરો આપાવો. બૈરીની તો મારે હવે જરૂર નથી."

વિજુભા—ઇ આવી નાની હરખી વાતોમાં કસારી હુધી ધહડાઇ આવવાની શી ઝરૂર ઉતી! કારભારી અન્સાફ આપી દયો.

કારભારી—ઝેવો બાપુનો હકમ! ચાલો હવે હું જ એ અન્સાફ પતાવી નાખુંસું કે ઝાવો તે બૈરીની હારે સોકરો! કારણે ભેંહની હારેજ પાડુ હારૂં લાગે. ગાયની હારેજ વાસરૂં હારૂં લાગે કંઇ ગોધાને વાસરૂં ધાવી હકે? બારવરહના કબજા વારૂ ઘેર તારી બૈરી પાંહેથી લેતાં બાપુનો કાયદો તુટે માટે તારે રહેવું હોય તો ધરમશાળામાં હુઇ રેજે ને આ કાળીઆએ તને ત્રયણુ ઘોલો મારી તો તુંએ તેને ત્રયણુ ઘોલ મારા બસ ઇન્સાફ થઇ ગયો!

વિજુભા—શાબાશ! શાબાશ! કારભારી આઝે તમારી અક્કલે રંગ રાખ્યો! ઝાઓ તમને "जाव चंदर ने दिवाकरो" હુધી ધોડાહાર ગામ આપી દાધું.

આ પ્રમાણે કેટલાએ મનુષ્યો વિજુભાની ઉદાર વૃત્તિને પ્રતાપે ન્યાલ થઇ ગયા. જાણે બીજો કર્ણ કે ભોજ! મ્હારે આ પ્રસંગે જણાવી દેવું જોઇએ કે કારભારીને ધોડાસર જેવું ગામ બક્ષીસ મળ્યું. પણ તેને તમે મોટું ગામ ન ધારી બેસતા કારણ કે ધોડાસરમાં ફક્ત પાંચ સાત કોળીનાં અને બે ચાર વાઘરીનાંજ છાપરાં છે એટલે કેટલી ઉપજ હશે તે દરેકે મનમાં સમજી લેવું.

## શૂરવીરતા!

વિજુભાની ન્યાયશક્તિ તો નીરખી પણ હવે એમની શૂરવીરતાનાં દર્શન કરીએ. વિજુભા એવા શુભ સમયમાં રાજ્ય નિભાવી રહ્યા હતા કે જ્યારે પીંઢારા અને મરાઠાનાં ધાડાં દેશમાં ચોમેર લુટફાટ મચાવી

રહ્યાં હતાં, આવા અંધાધુંધીના સમયમાં રણવીર, રણધીર, ભડવીર, શૂરવીર વિજુભાના રાજ્યમાં શાંતિનાંજ દર્શન થતાં હતાં. પણ એનું કાળું થાય એક અશુભ મધ્યાને એક દૂતે ગામની ભાગોળેથી દોડતા શ્વાસે આવીને કહ્યું કે,

"બાપુ! ઘોડો! ઘોડો! નાસો! ભાગો! ગામ પર ધાડ આવે છે!" વિજુભાનુ અફીણુ ઉતરી ગયું અને હાથમાંથી હુક્કો પણ પડી ગયો. ચલમના અંગારાથી પગ પણ દાઝયો છતાં તેનું ભાન ન રહ્યું.

"અલ્યા વજેહંગ! ગયેહંગ દોડો દોડો ને ઝુવો કે કુણ ચઢી આવેસે? તે દોડયા અને ઉંચી અટારીએ ચઢીને કપાળપર આડા હાથ રાખીને નિરખવા લાગ્યા, દૂરથી ધૂળના ગોટેગોટ નીકળતા જોઇને એકદમ નીચે આવ્યા. આવતાં દાદર પરથી ગયેસંગતો ગોથું પણ ખાઇ ગયો વિજુભા મનમાં બબડવા લાગ્યો.

"જરૂર કઇ અપસકન સે! તેથીજ બસારો ગયેહંગ ગબડી ગયો!" વજેસગે ગભરાટમાંજ ગણુગણુવા માંડયું.

"બ...બાપુ ધ...ધાડને ગ...ગામના ગોંદરા લગભગ અ... આવી લાગીસ!"

"હેં...એં! શુ ધાડ ગામને ગોંદરે આવી લાગી? ઝાંપો દરબારના દરવાજા બધ કરો!" એટલામાં કારભારી આવ્યો તેને ટુંકાણુમાં બધી હકીકત જણાવી દીધી. કારભારી વિજુભાને શાંતવન આપતો બોલ્યો:

"ઝંઇ હુધી અમારા જેવા યોધ્ધા સલામત સે તંઇ હુધી તમારે ઝરરાએ ગભરાવાનું ન ॥?"

"પણ એવડી મોટી ધાડને તમે એકલા શું કરવાના હતા?"

"બીજાં સપઇ સપરાં ક્યાં મરી ગયાં ?"

"અરે ધાડમાં તો હજારો મનીખ સે તેની હામું આપણાં ચાલીશ પચાસ મનીખ કેમ ટકે ?"

"ત્યારે હવે કેમ કરવું ?"

"કેમ કરવું તે લોકો ન જાણે એવી અંધારાવાળી જગાએ હંતાઇ જવું."

"પણ બાપુ ! આપણે હંતાઇ ગયા સીએ એવું કોઇ રૈયતનુ મનીખ ઝાણે તો આપની કીર્તિને કલંક લાગે !"

"ઇ કીર્તિને બીર્તિ સુલામાં ગઇ ! ઝીવ બચે એટલે બધું થયું !" અને ઘોડાની ઘોડાલના એક અંધારા ખૂણામાં રાજા તથા કારભારી લપાઇ ગયા ત્યાં એમના પર મચ્છરોએ હુમલો શરૂ કર્યો. બાપુ એ કિસ્મતનું કોડયું તો જ્યાં જાઓ ત્યાં આગળને આગળજ નડવાનું પછી ભલે ને તમે જારની કોઠીમાં છુપાઓ કે ગોદરેજની તીજોરીમાં લપાઓ ! બે ચાર કલાક એવીજ ત્રિશંકુ જેવી સ્થિતિમાં વીતી ગયા છતાં ધાડનું આગમન થયાનાં ચીન્હ જણાયાં નહિ જેથી ધીમે ધીમે પણ મક્કમ પગલે રાજા બહાદુર અને કારભારીની સ્વારી તબેલામાંથી બહાર નીકળવા લાગી. એવામાં એક ઘોડાની લાત વાગવાથી વિજુભા ભૂમિને ભેટી પડયા છતાં ધુળ ખંખેરીને જાણ્યું અજાણ્યું કરી હાલતા થયા. બહાર ચોકમાં માણસો પણ એક બીજાને પુછી રહ્યાં હતાં કે,

"ધાડ ક્યાં ગઇ ?" છેવટે તપાસ કરતાં જણાવ્યું કે જે ધૂળ ઉડતી હતી તે ધાડની નહિ પણ એક ગરાસીઆની જાન બીજે ગામ જતી હતી તેની. એક તો ગરાસીઆભાઇ અને વળી જાનમાં જતા હોય એટલે ઘોડાને દોડાવવામાં બાકીજ શું રાખે ? વળી રથ અને

ગાડાની દોડાદોડીથી પણ ધૂળના ગોટેગોટ ઉડતા હતા તેથી પેલા બીકણ માણસે પોતાની વિશાળ કલ્પના શક્તિથી ધારી લીધું કે "ધાડ આવી હશે" અંતે વિજુભાએ તેને નોકરી પરથી દૂર કર્યો કે,

"ઝાઝા ! તારા જેવા બાયલા મનીખની અમારે લગારે ઝરૂર નથી !" ગધેસંગે વિજુબાના કાનમાં કહ્યું,

"બાપુ ! ત્યારે આપ આવા કટોકટીના વખતે ક્યાં ગયા હતા ?"

"તબેલામાં ઘોડા સોડવા ગયો હતો પણ મારા દીકરા ઓલ્યા બીમલાએ એવું સખત દોરડું બાંધ્યું હતું કે સુટયુંજ નહિ !"

આવા તો કેટલાએ બહાદુરીનાં નાટકો વિજુભા ભજવી બતાવતા.

## એમની અક્કલનો સીમાડો !

એમનું ખાસ ધ્યેય કોઈપણ રીતે નામાંકિત થવું એજ હતું એમણે જાણ્યું કે,

"કાશ્મીરની સાલો અને ઢાકાનું મલમલ તો આખી દુન્યોમાં વખણાયસે તો આપણે કોઇ એવું વસતર બનાવવું કે તેનાથાએ વધારે પરખ્યાત થાય ! ઊન, રેશમ, શણ અને સુતરના વસતર તો બધે બનેસે પણ વાળના વસતર બનેલાં કોઇએ ભાળ્યાં સે ?" બસ વાળના વસ્ત્ર બનાવવાની યોજનાનો તાત્કાલિક આરંભ કરી દીધો. આખા રાજ્યમાં દરેકને છ છ મહિના સુધી હજામત ન કઢાવવાનો જહાંગીરશાહી હુકમ બહાર પાડયો. લોકોનાં માથાં મુંડનાર વાણંદોનો રોજગાર બંધ પડયો જેથી તેમણે બાપુને અરજ કરી તો દરેક હજામને વરસાસન બાંધી આપ્યું ! છ મહીને વાળનો સામટો ઢગલો એકઠો થયો પણ તેનાં વસ્ત્ર શી રીતે બનાવવાં એ વિમાસણમાં વિજુભા પડયા અને નવા વહેપાર કરવા આવેલા ફીરંગીઓમાંથી ભારે પગાર આપીને એક

માણસને બોલાવ્યો. વાળનાં વસ્ત્ર બનાવવા બાબત તેની સલાહ પૂછી. તેણે કહ્યું કે–

"એસા કપરા બનાનેકે લીયે ખાસ એક હેર કલૉથ મીલ નીકાલના પરેગા, ઔર ઈસમે દો લાખ રૂપિએકી ઝુરૂરટ પરેગી."

"ઇમ ઝુઠાં ઝુઠાં બા'નાં કેમ બતલાવો સો ? બે લાખના સાર લાખ ! કારભારી, આપો પટારો ભરેલા રૂપિઆ આપણી પોંહે સે તે ઇમને હોંપી દયો ?"

"પણ બાપુ ! બધા રૂપિઆ નિમાળાનાં વસ્તર બનાવવામાં વાપરી નાખસો તો પછે ખાસું હું ?"

"ખાસું હું ? તે દાળ, ભાત ને રોટલી ! કંઇ રૂપીઆને બટકાં ભરવાનાં ઉતા !" અંતે કારભારીએ ઉદાસ ચિત્ત પટારામાંથી રૂપીઆની થેલીઓ કાઢીને રાજા પાસે મૂકવા માંડી. વિજુભાએ કારભારીને પૂછ્યું–

"આ કોથળીમાં કેટલા રૂપીઆ છે ?"

"બાપુ કોથળીમાં કેટલા રૂપીઆ સે તે શી રીતે ઝણાય."

"ત્યારે સોડીને ગણવા માંડો !"

"બાપુ રૂપીઆ ગણવા અને અસાબકતાબ કરવાં ઇ રઝપુત બસ્સાંનાં કાંમ સે ?"

"ત્યારે સાહેબ તમે ગણી કાઢો !" ફીરંગીએ રૂપીઆ ગણ્યા તો ફક્ત દશ હજાર થયા.

"રાજા સાહેબ ! દો લાખકે બડલેમેં યે ટો ઓન્લી ડસ હજાર રૂપી હે ?"

"હા, ઇતો ખરૂં પણ તમે ઓલ્યું કહ્યું ને તે ઓઢલીમાં દસ હઝાર વધારે કે બે લાખ વધારે ઇ તમેજ કહી નાખોને ?" સાહેબે આશ્ચર્ય પામીને જવાબ આપ્યો–

"ડો લાખ ઝીયાદા હે ઓર ડસ હઝાર ઇસમે બહોટ થોરા હે !" વિજુભા પહોળા ડોળા કરી બોલ્યા,

"હં ત્યારે અત્યાર સુધી આગે તો છમ ઝાણુતા ઉતા કે લાખ કરતાં હઝાર વધારે !" હવે કારભારી સાહેબ પોતાની અક્કલનું પ્રદર્શન કરાવતા બોલ્યા,

"બાપુ ! આપનું હમઝવુંએ ખરૂં સે હતજુગમોં લાખ કરતાં હઝાર વધારે ઉતા પણ આ કલજુગમોં હઝાર કરતાં લાખ વધી ગીયા ! ઝુઓને આજકાલમા પેદા થએલો મારો અભેસંગ ઝાત ઝાતામાં મારા કરતાંએ એક વેંત ઉંસો વધી ગીયોસે !" વિજુભા બોલ્યા–

"તમારૂં કહેવું કંઇ ખોટું નથી, અમારા દાદા પણ કતા ઉતા કે,

"આગલા જમાનામાં હોસ ઉંટ કરતાં ઉંસી હતી પણ આપણે તો આંખ્યું આપ્ય ભાળ્યું કે બેસ કરતાં ઉંટ ઉંસુ સે." કારભારીએ પાછું માથું માર્યું:—

"બાપુ ! ત્યારે ઇજ કારણે ઉંટને જોઇને બેહ ભડકે સે" અંતે ગોરા સાહેબ દસ હજાર લઇને હેંગ કલોથ મીલનાં મશીન લાવવા કાજે ગયા તે ગયા પછા દેખાયાજ નહિ ! વિજુભાતો ઉંચી અટારીએ ચઢીને કેટલાંએ વર્ષો થયાં ગોરા સાહેબની વાટ જુએ છે. પણ કોણ જાણે સાહેબને પ્લેગની ગોળી નીકળી હો ! કે પાની જહાજમાં ગાબડું પડવાથી જળ સમાધી કરી ગયા હો ! કિંવા "મુફતમેં મિલાસો ગનીમત" સમજીને દરિયા કિનારે માછલાં મારતાં હોય ! સાહેબનું તો જે થવાનું હશે તે થયું પણ વિજુભાના પટારામાં તો હવે ઉંદરડાં આળોટતાં હતાં ! કંઇ નવું જુનું કરવાના વિચારો ઉપર હવે પ્રશ્ચાતાપ કરવા લાગ્યા...

વાળના વસ્ત્ર બનાવવાના વિચારમાંજ પોતે તળીઆ ઝાટક થઇ ગયા હતા તેથી હવે એમને વાંળ પર એટલો બધો ગુસ્સો આવ્યો કે પોતાના રાજ્યની સરહદમાં ઢંઢેરો પીટાવી દીધો કે,

"દરેક માણસોએ દરરોજ માથાં મુંડાવવાં. જે કોઇના માથા પર વાળ હશે કે મોઢા પર મુછ અને દાઢી હશે તેને દેશપાર કરવામાં આવશે!" બીજે દીવસથી કાયદો અમલમાં મુકાયો. ઠેરઠેર પાવૈયાઓનાં પ્રદર્શન ભરાયાં હોય એવો દેખાવ નજરે પડયો! હવે સમજાયું કે આજકાલના અપટુડેટ યુવકો જેને ક્લિનશેવ કહે છે તે રવૈયો તો વિજુભાના વખતથી હાલ્યો આવે છે!

વિજુભાના સસરાને ગામ કહ્નીઓ કુંભાર ગધેડાં ખરીદવા ગયો હતો તેનું સુતક ઉતરાવેલું હોય એવું ડાચું નીરખીને કોઇએ પૂછ્યું કે

"પરજાપત કોનું સુતક ઉતરાવ્યું છે?"

"અમારા રાજા સાહેબે સુતક ઉતરાવવાને હુકમ કરેલો સે."

"ત્યારે તો નક્કી આજ દરબારમાં કોઇ મોટું મનીખ હરગે ગયું હશે!" વાએ વાત ચાલી તે ઠેઠ વિજુભાના સસરાના કર્ણદ્વાર સુધી પહોંચી તેમના ફળદ્રુપ ભેજાએ તરત કલ્પી લીધું કે,

વિજુભાના પિતા વેજલપર રાજ્યના રાજા ખોડુભા ઝરૂર આ લોકને સાડીને પરલોકમાં પહોંચી ગયા હોસે!" બસ તેમણે પણ દાઢી મુછ મુંડાવી એટલે એમના રસાલાને પણ તેમનું અનુકરણ કરવાની ફરજ પડી! વિજુભાના સસરા બધા રસાલાને લઇને વિજુભા દરબારને ગામ રોતા ને કકળતા પધાર્યા. જ્યારે પોતાના સસરાને આમ પોક પાડતા નિરખ્યા ત્યારે વિજુભા પણ તેમની કોટે વળગીને રડાય એટલું રડયા! અંતે બધા થકયા ત્યારે સસરાએ જમાઇને આશ્વાસન આપવા માડયું,

"દીકરા વિજુભા ! તારે હવે કાંઇ ગભરાવાનું નથી. ઈ ઇન્યોં તો મસાફરખોનું સે ! એક આવે ને બીજો હાલ્યો ઝાય એમ તો પરાપુરવથી હાલ્યું આવે સે ! પણ બસારા ખોડુભા બહુ ભલુ મનીખ એકાએક હું થીયું તું તે હરગમાં હાલ્યા ગયા ?" વિજુભા તો આશ્ચર્ય પામ્યા.

"હેં આપ હું કેવા માગો સો ? અમારા બાપુ તો ધીંગાધડ'ના ઓલા બાવાના મંદીરમાં હંત હમાગમ કરી રહ્યા છે !"

ત્યારે તમે હુતક ઉતરાયવું સે ઇ વાત તો નક્કી સેને ?"

"અરે ! હુતકને બુતક કંઇ નથી ? ઇતો બીજું ખોનગી કારણ સે !" પછી કારભારીએ નિમાળા નિકંદનની બધી અથ-ઇતિ વિજુભાના સસરાને કહી સંભળાવી તે ખડખડાટ હસી પડયા ! તેમનાં બધાં માણસો પણ સમજીને કહોકે સમજ્યા વગર હસી પડયાં. કારણ કે પોતાના રાજાનું અનુકરણ કરવું તે તેમની ખાસ ફરજ હતી ! સસરાની સમજાવટથી પાછા વાળ દરરોજ ન મુંડાવવાનો ઢંઢેરો પીટાવ્યો. પણ ગોરી ચામડી પ્રત્યેનો તિરસ્કાર તો વિજુભાને જીંદગીભર્યો કાયમ રહ્યો !

એક ગોરા સાહેબ દસ હજાર પડાવી ગયા તો આખી દુન્યાના ગોરાઓ પણ લુચ્ચા, બદમાશ, ઠગારા, ધુતારા લૂટારા છે એવીજ ધારણા વિજુભાની હતી ! એક ઇતિહાસ શોધક યુરોપીઅન હિંદુસ્તાનમાં પ્રાચીન સ્થળોનું નિરિક્ષણ કરવા પધાર્યો હતો તે ફરતો ફરતો વિજુભાની સરહદમાં આવી ચઢયો. વિજુભાને એ વાતની ખબર પડતાં તેને પોતાના રાજ્યની સરહદમાંથી બહાર જવાનું ફરમાન કર્યું. તેણે પોતાના દુભાષીઆ જોડે વિજુભાને કહેવરાવ્યું કે,

" હું તો ફક્ત પ્રાચીન કલાના નમુનાઓનું નિરિક્ષણ કરવાજ આવ્યો છું."

"ઇ મારા દીકરા ગોરા લોકો તો મહા ભૂંડા! એમની આંખ્યુંને ગમી જાય તો પત્થરની મુર્તિઓ પણ ઉઠાવી જાય માટે મારા રાજ્યમાં એ લોકોનો પગ નહિ!" બિચારા શોધકને નિરાશ થઇ પાછા જવું પડયું! વિજુભાના દરબારમાં રોજ કંઇ નહિ ને કંઇ અવનવા પ્રસંગો ઉપસ્થિત થતાજ!

એક વખત એક જોષી મહારાજ પોતાના ખડીઆ પોટલાં સહિત દરબારની હજુરમાં ફુટી નીકળ્યા. દરબારે પોતાની હસ્તરેખા જોવાનું જોષી મહારાજને કહ્યું, જોષી મહારાજે અઠ્ઠાવીસ ગજ લાંબુ ટીપણું કાઢીને આંગળીના વેઢાપર–

"ધન, મકર, કુંભ, મેષ, વૃષભ તુલા" એમ કંઇ બડબડાટ કરતાં જાણે પોતાનો બાપ આજેજ મરી ગયો હોય એવું ડાચું કરીને બોલ્યા,

"બાપુ! આપના મસ્તકે રાહુની દશા બેઠી છે! આપની જન્મકુંડળી કાઢતાં સ્પષ્ટ દીશી આવે છે કે સવાસો સૂવર્ણ મહોરોનુ દાન કરવાથી આપના મસ્તકેથી રાહુની દશા ઉતરશે અને આપને અઢળક ધનની પ્રાપ્તિ થશે! વિજુભાએ પોતાના વાનપ્રસ્થ પિતા ખોડુંભાની સલાહ લીધી. તેમણે પણ એ વાતને અનુમોદન આપ્યું. પણ સ્વવર્ણમહોરો સિલીકે ન હોવાથી એક સુવર્ણનો દાગીનો આપી જોષી મહારાજને સંતોષ્યા. તેમણે કેટલોક સમય સમાધી ચઢાવ્યા પછી સુચવ્યું કે,

"જુના મહેલની પાછલી ભીંત ખોદાવશો તો તેની નીચેથી તમારા દાદાનો છૂપાવેલો ખજાનો મળી આવશે પણ ખોદાણ કામ જે જન્મભર જુઠું ન બોલ્યો હોય એવા મનુષ્ય પાસે કરાવવું." દરબારનાં

બધા માણસોને પૂછ્યું પણ બચપણમાં કંઇને કંઇ કારણથી જુઠું તો બોલ્યા હઇશુંજ એમ ધારીને કોઇએ હિમ્મત કરી નહિ જેથી વિજુભા જાતે ખોદાણ કામ કરવા લાગ્યા પરિણામે કંઇ ન નીકળ્યું. જોષી પર ખૂબ ગુસ્સો ચઢયો પણ કારભારીએ કહ્યું કે,

"બાપુ ! તમે તો નેહાળે જવાનું બાનુ કાઢીને નત જુઠું બોલતા હતા પછી ખજાનો શી રીતે નીકળે ?" આ પ્રમાણે એમના જીવનમાં કેટલીએ અઘટિત ઘટનાઓ ઘટી છે તે સર્વેનો જો અત્રે ઉલ્લેખ કરીએ તો અરેબિઅન નાઇટસ જેવા એકાદ ડઝન પુસ્તકો થઇ જવાનો સંભવ છે માટે આટલેથીજ બસ, વળી કોઇ વખતે જોઇ લેઇશું..

---

( આ પ્રકારના બીજા લેખ માટે-હાસ્યકુંજ વાંચો. )



(૧૦)

# મચ્છરની મહત્તા !

[ નોંધઃ—'નવ ચેતન'માં માંકડનો મહિમા ગવાયો, જેથી તેના સગા પીતરાઈ ભાઇ મચ્છરને ઓછું આવવાનો સંભવ હોવાથી ખોટું ન લાગે એ પરોપકાર બુદ્ધિથી પ્રેરાઈને આજે મચ્છર મહાશયનું ઇન્ટ્રોડ્યુસ કરાવવા તત્પર થયો છું. જેમ અનંગપાળે પોતાના દોહીત્ર પૃથુરાજને દિલ્હીની ગાદી આપવાથી પૃથુના મસીઆઇ ભાઈ જયચંદ રાઠોડને ઓછું આવ્યું હતું. અને એ ઓછું આવવાનું પરિણામ એ આવ્યું કે તેમના અંદર અંદરના કુસંપથી બંનેએ રાજ્ય ગુમાવ્યાં. પાંડવોની ઇર્ષામાં દુર્યોધને પ્રાણ ગુમાવ્યો તેમ માંડકનો મહિમા વધતાં મચ્છરને ઈર્ષા ન થાય તેટલા સારૂજ ખાસ આજે મચ્છરની મહત્તા વર્ણવવી પડે છે. -- એકાર ]

## ઉત્પત્તિ અને ઇન્ટ્રોડ્યુસ.

સંસ્કૃતના પ્રાચીન પુરાણા ગ્રંથોને આધારે હિંદુ સંસારના ઉત્પાદક, ઉધ્ધારક અને ઉચ્છેદક અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ નામે ત્રણ પ્રભુ મનાય છેઃ તેમ ભારતવર્ષમાં દીનાનાથ એટલે કે ગરીબોના બેલી ત્રણ મહાશયો ગણાય છે. તે ત્રણ મહાશયો નર્મકોષ, સાહિત્યપ્રકાશ અને ગુજરાતી જ્ઞાનકોષમાં મચ્છર, માંકડ અને ચાંચડના શુભ નામથી ઓળખાય છે ! ગરીબોની લાગણી એ ત્રણે મહાશયોને એટલી બધી હોય છે કે લગભગ સારાએ હિંદના ગરીબોના ગૃહોમાં એ બ્રામાનો છાવણી નાખીનેજ પડયા આથર્યા રહે છે. એ ત્રણ પૈકી જયેષ્ઠબંધુ ( મોટાભાઇ ) મચ્છરની કારકીર્દિનુંજ આપણે અત્રે વર્ણન કરવાનું છે. વર્તમાન યુગમાં પત્થર, પાણીઆરૂં, ખાળકુવા, પાણીનાં ખાબોચીયાં, બંધીઆર ટાંકાં, હવડકુવા, વાવ, ગટર ઇત્યાદિ પવિત્ર

સ્થળોમાં એમની ઉત્પત્તિ થાય છે અને એમનું સ્મશાન કે કબ્રસ્તાન પણ લગભગ ત્યાંજ થાય છે એમ પદાર્થપાઠમાં તો લખ્યું છે. પણ ભૂતકાળમાં એમની પ્રથમ આવૃતી બહાર પડી તે વિષે ધર્મશાસ્ત્રો અર્ધ સત્તાવાર એમ લખી જણાવે છે કે:—

"ઇસ્વી સનની પૂર્વે અને હીજરી સનની પશ્ચિમે એક સમયને વિષે બ્રહ્માજી ઘાટકોપર વાળા મી. કબાલી સાથે તેના 'વેમાન'માં બેસીને મુંબાપુરી મધ્યે કોટના અક્ષેલસીઅર થિએટરમાં બોલી દીન દયાળુ ભક્ત વસલ હરિજન બાઇ આના પાવલેવાનું ડેન્સ જોવા પધાર્યા હતા જેથી ઉજાગરણ થવાથી તથા મુંબઇના નળના જળને પ્રતાપે ખેલ ખલાસ થતાંજ બ્રહ્માજીને તો સલેખમ થવું એટલે તે શ્રીમાને નાક ખખેર્યું એ ભેટનાં ટીપાં પૃથ્વી પર પડતાંજ તેમણે મચ્છરનું સ્વરૂપ ધારણ કર્યું." મત્સર એટલે અહંકાર! અને અહંકારનો સંહાર કરવાજ મચ્છરજી ખાસ પૃથ્વીપર પધાર્યા છે, તેથીજ મત્સર ઉપરથી એમનું નામ મચ્છર પડયું હોય! અવિચારી આખલાને પણ એ મહાશયેજ વશ કર્યો હતો. વળી ઇસ્લામી ધર્મશાસ્ત્રને આધારે પૂર્ણ સત્તાવાર કહેવામાં આવે છે કે નમરૂદ નામના એક બાદશાહે પોતાની રૈયતને કહ્યું કે "હું પોતેજ પૃથ્વિપરનો ખુદા છું માટે મનેજ ખુદા માનવો બીજો કોઇ ખુદા આ દુનિયામાં છેજ નહિ!" તે અભિમાનના શીખરની ટોચ ઉપર જઇ રહયો હતો જેથી તેને વશ કરવા ખુદાએ મચ્છરોની ફોજ મોકલી. મચ્છરની ફોજે નમરૂદના દરેક લશ્કરી સોલ્જરના નાકમાં એક એક ઘુસી જઇને બધાને સ્વધામ પહોંચાડયા. એક લંગડા, નબળા અને કંગાલ મચ્છરે નામરૂદને પણ ઠુળ ચાટતો કર્યો. આ હકીકત ઉપરથી એમ પણ સાબિત થાય છે કે નમરૂદને

પ્રતાપેજ દુનિયામાં મચ્છરોની પધરામણી થઇ ! આજે પણ અભિમાની મનુષ્યોને લોકો તરફથી કહેવામાં આવે છે કે 'એના નાકમાં તો મચ્છર છે !'

## એમના પ્રકાર અને કર્તવ્ય

મચ્છરની ઘણી જાતો છે પણ ઝેરી અને ઝેર વગરના એ બે મુખ્ય ગણાય. ઝેરી મચ્છરો મલેરીઆના જન્મદાતા છે. તાવવાળા માણસના શરીરમાં ચટકો દઇ તેમાંથી જંતુવાળુ લોહી ચુસીને બીજા માણસને ડંખ ભરે જેથી એકના જંતુ બીજામાં પ્રવેશ કરે છે. એટલે કે મલેરીઆ વર્ધક કમિટીના મચ્છર એ મુખ્ય એજંટ છે. ઇંજકશન મુકવાની તીણી સોય જેવી એમની સુંઢ જ્યાં માણસના શરીરમાં પ્રવેશી કે તરત મલેરીઆનું બીજારોપણ થયું સમજવું. ઝેર વગરના મચ્છરો ઝેરવાળા કરતાં મોટા હોય છે પણ તેમને પેલી પોલી સુંઢ હોતી નથી.

"મચ્છર પુરાન" નામનો એક હિંદી ગ્રંથ આ વિષયપર વધુ પ્રકાશ પાડતાં જણાવે છે કે "દશહજાર વર્ષ પહેલાં મનુષ્યો જેમ સત્તર અઢાર હાથ ઉંચા હતાં; તેમ મચ્છરો પણ તીતર ને કબુતર જેવડા હતા: પણ સમયના પ્રવાહ સાથે વહન કરતાં ઘસાઈ ઘસાઇને અત્યારના અલ્પ સ્વરૂપમાં આવી રહ્યા છે." (કેટલાંક વર્ષ પછી એથી પણ નાના થઇ જશે) મચ્છરનુ સ્વરૂપ નાનું છે છતાં એનું કાર્ય મહાન છે. નેપોલીઅન કે સિકંદર જેવા મહાન યોદ્ધાઓને પણ પળવારમાં મહાત કરે એવી શકિત ધરાવે છે. એ ચપળ યોધ્ધો જ્યાં યુકિતથી નાકમાં ઘુસ્યો કે પછી ડાયર, ઓડવાયર જેવા પણ તોબા તોબા પોકારી શરણે આવે એવો એ વીરનો પ્રભાવ છે !

એની ઉત્પત્તિનું સ્થાન જળ હોવાથી જળ માર્ગે પણ એ પોતાના દુશ્મનો પર હુમલો કરી શકે છે. તે ઉપરાંત જમીન માર્ગે અને હવામાં રહીને પણ દુસ્મનોને મ્હાત કરે છે! એટલો નાનો સરખો મચ્છર જળમાં ટોરપીડોનું, જમીનપર મશીનગનનું અને હવામાં વિમાન અને બંબગોળાનું કાર્ય કરે છે. એના ચારે તરફના હુમલાથી બચવાને ધનવાનો તો પોતાના પલંગની આસપાસ લીજને નામુરના કિલ્લા જેવા અભેદ્ય કિલ્લા બંધાવી લે છે જેને ઇતિહાસકારો તો મચ્છરદાનીના નામથી સંબોધે છે. એ કિલ્લાને ભેદીને એઓ ભાગ્યેજ ઘર પ્રવેશ કરી શકે છે. ધનવાનો સામે એમને ઘણી વખત બહાદુરી સાથે પાછું હડવાની ફરજ પડતી હોવાથી 'જતુ ભૂત ડાળો મરડે' તેમ ગરીબો પર ડબલ પાવરથી તૂટી પડે છે. (મચ્છર તો શું પણ દુનિયાની દરેક વસ્તુ ગરીબો તરફ બમણી મહેરબાની બતાવે છે.)

કેટલાક શાણા અને સમજુ ગરીબ એમને બીડી, ગાંજો, ચંડુલ વગેરે ફુંકીને મ્હાત કરે છે. કારણ કે તેના ધૂમાડાથી કાયર થઇને એઓશ્રી આપો આપ દેશવટો લે છે! આ કંઈ મોઢાનો ગપગોળો નથી પણ ધાર્મિક અને ઐતિહાસિક દંત કથા છે કે "એક શુભ સમયે પાર્વતીજીને રિઝવવા કાજે શંભુ ભોળાનાથ ભાંગ ચઢાવીને તાંડવ નૃત્ય (એકરંગી ડેન્સ) કરી રહ્યા હતા. માનસ સરના એક ખાબોચીઆમાં બેઠો બેઠો એક મચ્છર શીવના નૃત્યના તાલ પર સંગીતના સુર પુરી રહ્યો હતો. તે એકાએક જોશમાં આવી જઇને શંકરના પગને ભેટી પડયો. ચટકો લાગવાથી મચ્છરનો સંહાર કરવા ક્રોધાવેશમાં ડેન્સ કરવું પડતું મુકી શંભુએ ત્રિશુળ ઉઠાવ્યું જેથી પાર્વતીજીએ બે હાથ જોડી વિનંતિ કરતાં કહ્યું,

"મહાદેવ ! આમ એકાએક રૌદ્ર સ્વરૂપ ધારણ કરવાનું કારણ ?"

"હે દેવી ! એક નીચ મચ્છરે મારા પ્રભુત્વનો વિચાર કર્યા વગર મને પગ પર દંશ દીધો છે જેથી તેનો સંહાર કરવાને આ ત્રિશુળ હસ્તમાં ધારણ કર્યું છે !" એટલામાં મચ્છરે આવી દંડવત્ત પ્રણામ કરી અરજ કરી કે,

"હે મહેશ્વર ! હે શંભુ ! ભોળાનાથ ! આ કિંકર અવિનયની ક્ષમા ચાહે છે. કારણ કે મેં આપને દંશ દીધો નથી. આપના તાંડવ નૃત્યપર મોહિત થઇને એ નૃત્યના કારણભૂત આપના પવિત્ર ચરણને ચુંબન કર્યું છે ! શરણાગતનું રક્ષણ કરવું એવું ભગવદ્‌ગીતામાં વિષ્ણુ ભગવાને સુચવ્યું છે એ આપના સ્મરણમાંથી બહાર તો નહિજ હોય ?" મહાદેવજીએ મચ્છરની વિદ્વત્તા અને નિડરતા પર પ્રસન્ન થઇને તેનો સંહાર ન કરતાં ફરમાવ્યું કે,

"હે અવિચારી મચ્છર ! તેં સમય અને સંજોગનો વિચાર કર્યા વગર મુજ પ્રિયાને રિઝવવાના કાર્યમાં વિક્ષેપ કર્યો જેથી હું તને ત્હારી પ્રિયાનો વિયોગ કરાવું; કે તને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય ! એમ કહી ગાંજાની ચલમનો એક દમ લગાવી ધૂમ્રનો ગોટો કાઢતાંજ ઉચ્ચાર્યું કે "ત્હારૂં સ્થાન સદાને માટે મોહમયિ (મુંબઇ) નગરીમાં હોવ !"

બસ તે ધૂમ્રના ગોટા સાથે ઉડીને મોહમયિમાં આવતાંજ મુંબઇના બોરીબંદર સ્ટેશને મચ્છર મહાશયનો એકત્રીસ તોપોના ધડાકા સાથે અપૂર્વ ધામધૂમથી ગવર્નર સાહેબે સત્કાર કર્યો અને ખાસ સરકારી પરોણા તરીકે સરકારી મહેલના ગટર નામના આલીશાન વિભાગમાં ઉતારો આપ્યો. "મોક્ષદ્વારિકા રહસ્ય" નામના આધુનિક ગુજરાતી ગ્રંથમાં પણ આ વિષયનો પૂર્ણ સત્તાવાર ઉલ્લેખ કરેલો છે. ઉપરના

ઉદાહરણથી પરિચિત ગૃહસ્થો તો ધૂમ્રપાન કરીને મચ્છરને પદભ્રષ્ટ કરે છે પણ સરકારના આશ્રમોમાં (સાબરમતી જેલ, યરોડા જેલ ઇ.) બીડી, હુક્કો કે ચલમ પીવાની સખ્ત મનાઈ હોવાથી તેવા પવિત્ર સ્થળોમાં આપણા મચ્છર મહાશય યથેચ્છ વિહાર કરી શકે છે.

## સંગીત સાથે સંબંધ

મચ્છર મહાશયોને સંગીત સાથે ઘણો નિકટનો સંબંધ છે. કારણ કે ગાંધર્વ વિદ્યામાં સર્વશ્રેષ્ઠ ગાયક તાનસેનના ગુરૂ સેનસેન મહાત્માએ ચંડુલની ચલમ ચઢાવીને પોતાના "સંગીત ભાષ્કર" નામક મહદ્‌ગ્રંથમાં લખ્યું છે કે:

"આજથી એક હજાર વર્ષ પહેલાં ભારત વર્ષમાં લાગલાગટ બાર વર્ષ સુધી સખ્ત દુકાળ પડયો હતો. જેથી અનેક સાધુસંત, ઋષિમુનિ, બાવા વેરાગી, સાંઇ ફકીરોએ વૃષ્ટિ થવા કાજે પ્રભુને વિનંતિ કરી અને તપ આદર્યાં પણ કોણ જાણે વિષ્ણુ ભગવાન અપ્સારાઓના ડેન્સમાં એટલા તલ્લીન થઇ ગયા હતા કે બાર વરસ સુધી વૃષ્ટિ મોકલવાનુંજ વિસરી ગયા! બાર બાર વરસ સુધી પાણીનું બુંદ સરખુંએ પૃથ્વિપર પડયું નહિ, તેથી કેટલાંક જળચર પ્રાણીઓ પણ મરણને શરણ થયાં. તે પ્રસંગે મરણ પથારી પર ટળવળતા મચ્છર મહાશયોએ ગણગણાટ ચાલુ કર્યો. કુદરતનો પણ તેમાં કંઇ ભેદ હશે કે તે ગણગણાટ મલાર રાગમાં વિહરતો હોવાથી એકાએક વાદળાં ચડી આવ્યાં ને અતિશય વૃષ્ટિ થઇ! બસ ત્યારથીજ મલાર રાગના ઉત્પાદક મચ્છર મહાશય ગણાય છે!

એજ પ્રમાણે તાનસેનના મહાન હરીફ શ્રી. બૈજુ બાવલા પોતાના "ઉનતાન" નામના પુસ્તકમાં લખે છે કે,

"ભારત વર્ષમાં મલાર રાગના ઉત્પાદક મચ્છર મહાશયોજ હતા. મા'રી બે પુત્રિઓ તાના અને રીરી કુવા કાંઠે પાણી ભરતાં ભરતાં બગાસાં ખાતાં બે ત્રણ મચ્છરો ગળી ગઇ, બસ ત્યારથીજ તેમના ગળામાંથી મલાર રાગની એવી સુરીલી તાનો નીકળે છે કે રજપુતાના, સીંધ અને સહરાના રણ જેવા રેતાળ પ્રદેશમાં પણ મે મા'રી પુત્રિઓ સહિત મોટર સાઇકલપર પૃથ્વિ પ્રદક્ષિણા કરી; ત્યારે મા'રી પુત્રિઓ પાસે મલાર રાગ ગવરાવીને સ્પેશીઅલ મુશળધાર વરસાદ વરસાવ્યો હતો !" સદરહુ બાબતની નોંધ જાપાનના "હ્યુચ્ચાઉ કયુચ્ચાઉ" નામના પેપરમાં પણ પ્રગટ થઇ હતી ! અને વધુ ખાતરી કરવી હોય તો હીંદી પુસ્તક "રાજીસ્તાન"ના પૃષ્ઠ ૫૫ પર જુઓ. આ વિષયમાં સહુ કરતાં વધુ અજવાળું 'તવારીખે મુસીકી" નામના સંગીત વિષયના ઐતિહાસિક ગ્રંથના કર્તા મી. ખુદાબખસે પા યું છે. ઉસ્તાદ ખુદા બખસે ચંડુલ નહિ પણ ચરસની ધૂનમાં પોતાની રાજીખુશીથી ને અક્કલ હુંશિઆરીથી "તવારીખે મુસીકી"ના પ્રથમ પ્રકરણમાંજ આલેખ્યું છે કે,

"અકબર પાદશાહ, બીરબલ વઝીર, ઉસ્તાદ તાનસેન એક દફઆ જમનામેં ગુસ્લ (સ્નાન) કરનેકો ગએ. વહાં બાદશાહને ઉસ્તાદ તાનસેનસે કહા "ઉસ્તાદજી ! અબ આપ દિપકકા રાગ સુનાવ ! ઔર પાનીમેં આતિશ પૈદા કરો; તબતો મેં પક્કા ગાયક જાનુ !" ઉસ્તાદ તાનસેને કુરનીસ બજાવી કહ્યું,

"જહાંપનાહ ! યેહ કોઇ મુશ્કિલ બાત નહિ હૈ ! લેકિન દિપક રાગકી આતિશસે મૈં ખુદ જલુંગા ઉસ્કો કૌન બુઝાયેગા ?" બાદશાહે હદ લીધી.

" નહિ ઉસ્તાદજી ઐસા બહાના મત કરો !" ઉસ્તાદજીએ નમ્રભાવે કહ્યું,

" નામદાર ! આપકા ગેહી મનશા હે તો સુન લીજીએ !" તાનસેને દિપક રાગ આલાપ્યો, જોતજોતામાં જમનાના જળપ્રવાહ પર અગ્નિના ભડકા થવા લાગ્યા. બાદશાહ તથા બીરબલ અત્યંત પ્રસન્ન થયા. બાદશાહે કહ્યું,

" ઉસ્તાદજી ! બસ અબ ખતમ કીજીએ ! હદ હો ગઇ. અગર યુંહી ઔર થોડી દેર ગાતે રહોગે તો હમ જલભુનકર ખાક હોજાઇંગે !" તાનસેને ગાયન બંધ કર્યું. બાદશાહે તેને પુષ્કળ ઇનામ આપ્યું પણ દિપકની અસરથી તાનસેનના હૃદયમાં આગ લાગી હતી. તે કેમે કરી શાંત થઇ નહિ ! બાદશાહે ચારે તરફ શિતળ જળના ફુવારા છોડાવ્યા પણ તાનસેનને શાંતિ ન વળી ! એક ફીરંગીની સલાહથી ખાસ તાજમહાલ હોટલમાંથી આઇસક્રીમ વી-પી-થી મગાવીને તાનસેનને ખવરાવી. છતાં શિતળ થવાને બદલે આગે વધુ જોર પકડયું. ઘ્રાણેંદ્રિય (નાક) દ્વારા ધૂમ્રના ગોટેગોટ નીકળવા લાગ્યા. મ્યુનિસિપાલીટીના બંબાવાળાઓથી પણ તે આગ કાબુમાં આવી નહિ ! શી રીતે આવે ? કારણ કે તે બહારની નહિ પણ અંતરની આગ હતી. અંતે તાનસેન અસ્વસ્થ હાલતમાં એક દિવાના મનુષ્ય પ્રમાણે દોડયો. શહેરે શહેર અને ગામો ગામ ભટકયો પણ અગ્નિ શાંત ન થયો. અંતે એક ગામના કુવા પર ગયો ત્યાં બે બાળાઓ પાણી ભરતી હતી તેમની પાસે પાણી માગ્યું. તેમણે પાણી પીવા ઘડો આપ્યો. તાનસેન આખો ઘડો ગટગટાવી ગયો. પાંચ ઘડા પાણી પી ગયો છતાં તેની તરસ મટી નહિ ! પેલી બાળાઓએ આશ્ચર્ય પામીને તાનસેનને પુછયું એટલે તાનસેને ખુલાસો કર્યો કે,

"દિપક ગાવાથી હું અંતરમાં બળી રહ્યો છું." આટલું સાંભળતામાં તો તે બાળાઓએ પાણી ખેંચતાં ખેંચતાંજ મલાર ગાવાનો આરંભ કર્યો. ક્ષણવારમાં તો મુશળધાર વરસાદ વરસ્યો જેથી તાનસેન શાંત થયો અને તે બાળાઓને આશિષ અર્પતો પૂછવા લાગ્યો કે,

"આપ મનુષ્યકે રૂપમેં કૌન દયાકી દેવી હેં ?" તેમણે કહ્યું કે,

"હમ સંગીત ભાસ્કર બૈજુ બાવરાકી તાના, રીરી નામી દો પુત્રિયાં હે !"

"ઐસા સુરીલા મલાર કીસસે પ્રાપ્ત કિયા ?"

"હમને મલાર રાગ ગુરૂ મચ્છરોંસે પ્રાપ્ત કિયા હે એક સમય હમ બાલિકાયેં તબ ઘાસમેં મચ્છર લાગલ ગઇથીં બસ ઉસી સમયસે મલાર રાગ હમારે ગલેસે ખુદ બખુદ નિકલને લગા !" તાનસેન આશ્ચર્ય પામી તે બાળાઓનો ઉપકાર માની દિલ્હી પ્રતિ પ્રયાણ કરી ગયો, અને બેચાર મચ્છર પકડીને ગળી ગયો.

અહિંસાના ઉપાસક જૈન બંધુઓને આ વાત રૂચતી નહિં હોય ! પણ શુ કરીએ ઐતિહાસિક લખાણોમાં કંઇ સુધારો થઇ શકે છે ? ગયા રવિવારે [illegible] ખુબ મોટું [illegible] હાર ટોપીસહિત ઉંટ પર ચઢીને પોકાર કરી કહેતો હતો કે:

"સંગીતના શોખીનોને ખુશ ખબર ! અમારા કુશળ કારીગરોના હાથે ખાસ મચ્છરોનું સત્વ કાઢીને બનાવેલી ગોળીઓ બજારમાં આવે છે. જેથી ગાંધર્વો, વારાંગનાઓ, નાટકના એકટરો, ભાટચારણો, ઇ. રાગડા કરી પેટ ભરનાર વ્યક્તિઓ માટે આ ગોળીઓ આશિર્વાદ સમાન છે. માટે આવો અને ગોળીઓનું સેવન કરી સંગીત વિદ્યાનો ચમત્કાર દુનિયાને બતાવો !"

## વિજ્ઞાનનો સહાયક !

"તેજીને ટુંકારો અને ગધેડાને ડીફણું !" એ કહેવત પ્રમાણે શાણા અને સોજાજા વાંચકો અને શ્રોતાઓ તો મચ્છરની મહત્તા સંપૂર્ણ સમજી ગયા હશે. પણ જેમણે જન્મભર શાળામાં એક દોઢીઉં સરખું એ શી નહિ ભરી હોય એવા કાળા અક્ષરને કૂટી મારનારની સમજકે બીચમેં કભી ન આયા હોવે તો બનવા જોગ છે. તમે એમ ન સમજતા કે મચ્છર એ અલ્પ પ્રાણી છે પણ તેના કાર્ય કેટલાં મહત્વનાં છે તે તો જાણ્યું. અને હવે જાણે કે આધુનિક વિજ્ઞાન સાથે પણ મચ્છરને ઘાડો સંબંધ છે. જર્મનીનો મહાન શોધક મિ. ઝેપ્લીન પથારીમાં પડયો પડયો આળસ મરડી રહ્યો હતો એવામાં એક મચ્છરે તેની બોચી પર ચુંબન કર્યું. જેથી મિ. ઝેપ્લીને પોતાના સુકી શેરડીના સાંઠા જેવા પણ ચપળ હાથથી મચ્છરને જીવતોજ પકડયો પછી સુક્ષ્મદર્શક યંત્રની મદદથી અવલોકન કરતાં અતિ ઉલ્લાસમાં આવી ગયો. મચ્છરના શારીરિક રચના ઉપરથી થોડાંજ અઠવાડિઆમાં વિજ્ઞાનની દુનિયામાં એક નવીન પ્રકારના 'હવાઇ જહાજ' ની શોધ થઇ અને તે શોધ કરનાર મિ. ઝેપ્લીન નામ ઉપરથી તે હવાઇ જહાજનું નામ ઝેપ્લીન પાડવામાં આવ્યું. મચ્છર ભલે હિંદમાં અનુપયોગી હોય પણ જર્મનીમાં તો ઝેપ્લીનના જન્મદાતા મચ્છરજ બન્યો ! જેથી હવે દુનિયાની નોંધપોથીમાં જ્યાં સુધી ઝેપ્લીન શબ્દ કાયમ રહેશે; ત્યાં સુધી મચ્છરનું નામ પણ કાયમ રહેશેજ ! પણ લંડન ટાઇમ્સના હિંદ ખાતેના પ્રતિનિધિ રા. રંજન અંજન પરદુઃખ ભંજન તો એમ જણાવે છે કે,

"ઝેપ્લીનની શોધ કરવાથી જર્મનીને મગરૂર થવાની જરૂર નથી. કારણ કે બત્રીસ પુતળીના અમુલ્ય ગ્રંથમાં કવિ શામળે જે કાષ્ટના

ઘોડાની વાત લખી છે તે કાષ્ટનો ઘોડો મચ્છરની રચના ઉપરથી ખાસ મુહંમદ બેગડાના વખતમાં હાલુર નામના સુથારે બનાવ્યો હતો, તેથીજ જે બાગમાં એ ઘોડો બનાવ્યો હતો તે જગ્યા આજે હાલોલ નામથી ઓળખાય છે. ગુજરાતની ભૂગોળ ભણેલા હાલોલ નામથી અજ્ઞાત નહિજ હોય ! ને 'કાષ્ટના ઘોડાની' બીજી આવૃત્તિ તેનું નામજ 'ઝેપ્લીન' ! 'આયા સમજકે બીચમેં ?'

## ઐતિહાસિક સંજોગોમાં.

અત્યાર સુધી આપના ભેજામાં ઉતરી ગયું હશે કે ગાંધર્વવિદ્યા, વિજ્ઞાન, ભૂગોળવિદ્યા ઇત્યાદિ સાથે મચ્છરને સંબંધ છે. ધર્મગ્રંથોમાં પણ મચ્છરના પ્રસંગો યોજાએલા છે; તેમજ ઇતિહાસ સાથે પણ એ મહાશયોનો પ્રત્યક્ષ તેમજ પરોક્ષ સંબંધ યોજાએલો છે. આપની જાણ માટે એક બે ઉદાહરણો અત્રે ટાંકીશ:—

ઉદાહરણ ૧ લું. મહાભારતમાં સર્વથી વધુ પ્રખ્યાત થએલ મહાકાય ભીમ પોતાની પત્ની હેડંબા સાથે પ્રેમ ગોષ્ટિ કરતો શ્રૃંગારના પ્રવાહમાં એ વીર દંપતિ વહન કરી રહ્યાં હતાં, એવામાં એક અદેખો મચ્છર હેડંબાના કાન આગળ ગણગણવા લાગ્યો તેને ત્યાંથી દુર કરવા હેડંબાએ આડાઅવળા હાથ વીંઝવા માંડયા મચ્છર તો ત્યાંથી હઠી ગયો પણ વીંઝાએલા હાથનો એક તમાચો ભીમના ગાલને વાગ્યો. ભીમ ક્રોધે ભરાયો અને હેડંબાને મારવા જ્યાં હાથ ઉગામે છે એટલામાં હેડંબા પગે પડીને ક્ષમા યાચતાં કહેવા લાગી:

"પ્રાણનાથ ! આ દાસીને ક્ષમા આપશો. અવિનય થવાનું કારણ એ કે મારા કાન આગળ એક મચ્છર ગણગણાટ કરતો હતો તેને દૂર કરવા મેં હાથ વીંઝયો જે આપને વાગી ગયો." એટલામાં તો ભીમના

નાક આગળ મચ્છર અથડાયો જેથી ક્રોધાવેશમાં ભીમે તેને મારવાની પ્રતિજ્ઞા લીધી. મચ્છર બીકનો માર્યો નાઠો. ભીમે ગદા લઇને તેનો સંહાર કરવા તેની પૂઠ પકડી! અંતે મચ્છરને બચવાની કોઇ બારી ન જડવાથી દુર્યોધનની કાછડીમાં સંતાઇ ગયો. ભીમે દુર્યોધનને કહ્યું,

"ત્હારી કાછડીમાં મ્હારો ગુનેહગાર સંતાયો છે તે મારે હવાલે કર!" દુર્યોધને કહ્યું,

"શું હું તારો કે તારા બાપનો નોકર છું તે તારો હુકમ ઉઠાવું? હું ગમે તેવો તો પણ ચક્રવર્તી ભૂપતિ છું! તેની તેને ખબર છે?" અંતે ખુબ વાદવિવાદ લંબાયો પણ દુર્યોધને મચ્છર ન સોંપ્યો જેથી ભીમે દુર્યોધનના ઝાંઘ પર ગદા મારી કારણ કે ઝાંઘના ભાગપર મચ્છર લપાયો હતો, પણ મચ્છરતો નાસી છુટયો અને દુર્યોધન મરણને શરણુ થયો!

મહાભારતમાં કે કોઇ ઇતિહાસમાં મચ્છરના કારણે દુર્યોધનનું મરણ નીપજ્યું એમ લખ્યું નથી પણ જાણીતા જોશી ચંદ્રશંકર ધુમકેતુશંકરે તેમજ માનીતા નજુમી જનાબ સોલોમન સાટાક્રૂઝે એકે મતે ને એકે જતે ઉપલી બિના કોઇને ન કહેવાની શરતે મને કહી હતી. પણ મે ભૂલથી આપ સમક્ષ એ બિના પ્રગટ કરી, તો આપ મહેરબાની કરીને આ કાને સાંભળી પેલે કાને કાઢી નાખજો!

પ્રકરણ ૨ જું. હવે ભીમના ભયથી ભડકેલા મચ્છર શ્રી કૃષ્ણની સહાય યાચવા દ્વારિકા પ્રતિ પ્રયાણ કરી ગયા: ત્યારે ત્યાંની હાઉસ ઓફ લોર્ડસમાં (ઉમરાવોની સભામાં) મદીરાદેવીનું વાતાવરણ છવાએલું હતું. હાલ જેમ દેશી દરબારોમાં કસુંબા ઘોળાય છે; તેમ યાદવોના દરબારમાં મદ્યની (અભણ લોકો જેને બેવડો કે દારૂ કહે છે) પ્યાલીઓ ઉડતી હતી. બધા યાદવો લ્હેરમાં આવી યદવા તદવા બકે

રહ્યા હતા, એ તકનો લાભ લઇને મચ્છર પણ મદ્યપાન કરવાની અભિલાષાને ન રોકી શકયો. એક વૃદ્ધ યાદવના હોઠ પર એક મદ્યનું ટીપું ચોંટી રહ્યું હતું તેને ચુસવાનો જ્યાં આરંભ કર્યો કે એની સુંઢનો દંશ તેને અજાણ્યે વાગ્યો, એટલે તેણે પાસે બેઠેલા એક યુવાનને લપડાક મારી.

"મારો બેટો! મને ઘરડા માણસને ચુંટી ખણે છે? તો લે લેતો જા!"

"પણ મેં કયાં ચુંટી ખણી છે?" એટલામાં મચ્છરે બીજાને પણ ચટકો દીધો! તેણે ત્રીજાને તમાચો ઠોકયો એમ મચ્છરના દંશને ચુંટીઓ સમજીને યાદવો અંદર અંદર લડી પડ્યા. જોત જોતામાં હળ, મુશળ ને તાતી તરવારૂં તણાઇ! હજારો યાદવોનો ઘાણ નીકળી ગયો! ઇતિહાસમાં એ લડાઇને **'યાદવાસ્થળી'** કહી છે. પણ તેનું મુળ કારણ કોઇ ઇતિહાસકારે શોધી કાઢ્યું નથી. જુના સિક્કા કે શિલાલેખ ઉપરથી પણ ઉપલી બીના જણાઇ આવતી નથી! ડૉકટર આલવારોએ મેસમેરીઝમથી અને મુહંમદ છેલે જાદુઇ વિદ્યાથી સઘળું બીના જાદુઇ કળા ભાગ ૨ માં પ્રગટ કરાવી છે. મારું ન માનો તો અલીગઢથી મેસ્મેરીઝમની અંગુઠી મગાવી જોઇ પહેરીને ખાત્રી કરો!

હવે મચ્છરની મહત્તા આપના ભેજાના ખુણેખુણામાં સમાઇ ગઇ હશે કે પછી—

આ કાને સાંભળીને
  કાઢયું પેલા કાનમાં;
મચ્છર તારૂં પુરાણ આ
  આવ્યું તમારા ધ્યાનમાં?

મચ્છર જેવું અલ્પ પ્રાણી સર્વશક્તિમાન અને સર્વવ્યાપિ છે એમાં તો હવે કંઇ શક નથી પણ તેનું અભિમાન દિવસે દિવસે માઉંટ ઍવરેસ્ટ પર ચઢતું ગયું છે; તો યાદ રાખજો કે થોડા દિવસમાં એ પણ કૌટિલ્ય નિપુણ કરોળીઆના જાળામાં જરૂર સપડાશેજ ! જુઓને નાકમાં મચ્છર ધારણ કરનાર કૈસર પણ અંતે સપડાઇ ગયો ! છતાં તમે ધીરજ ન રાખીશકતા હોવ તો ડામર, ગંધક, લોબાન, લાકડાંના ધુમાડા, કેરોસીન પેટ્રોલ ઇત્યાદિ વસ્તુઓનો સહકાર કરવાથી મચ્છર આપોઆપ તમારો અસહકાર કરશે ! અને અસહકાર કરશે તોજ મચ્છરો તુર્કસ્તાન અને રશીઆની જેમ આઝાદી-સ્વતંત્રતા પ્રાપ્ત કરશે, અને આઝાદી પ્રાપ્ત કરતાં એ મચ્છર સૈન્ય જરૂર હિંદને પણ છુટા છેડા કરાવે ! મચ્છ-રોના જીવનમાં આટલું બધું રહસ્ય રહેલું છે તો તેમની દશ હજારમી જયંતિ કેમ ન ઉજવવી ? પણ મને ભય રહે છે કે જાતિનું નામ આવતાં હિન્દુ મુસલમાનો કંઇ લડી ન પડે ! ત્યારે એ વાતને એટલેથીજ રહેવા દઇને મચ્છરોના હીરક મહોત્સવ, સુવર્ણ મહોત્સવ, રૂપક મહોત્સવ નહિ તો ત્રાંબક મહોત્સવ કે છેવટે લોહક મહોત્સવ તો જરૂર ઉજવવોજ જોઇએ ! તો બસ ! કવિઓ, નવલ કથાકારો, ટીકાકારો, વિવેચકો, લેખકો અને વાંચકો આપ સર્વે મચ્છર લોહક મહોત્સવ ઉજવવાને તૈયાર થાઓ ! કમર કસો ! મેદાને પડો ! આગળ વધો ! મુંબઇથી આગળ નહિ. કારણકે વખતે દરિઆમાં ડુબી જવાય !

(૧૧)

# ગૃહજીવનની ગુંચ

## યાને

## કેળવાએલા સ્વામીની અભણ પત્નિ ગૃહજીવનમા કેવા ફારસો ભજવે છે ?

### આંતર રાષ્ટ્રિય વિગ્રહ !

ટેબલ ખુરસીના અભાવે એક દેવદારના ખોખા પર બેસીને આ તમારો સેવક સમાજ સુધારાનો લેખ લખવા લમણા પર એક હા હોલ્ડર ટેકવી નાકની દાંડીની ઉત્તર દિશાએ વસેલા કપાળના ઉચ્ચ પ્રદેશ પર અનેક કરચલીઓ પાડી રહ્યો હતો. એટલામાં ગુલાબી સાડી સજ્જ થએલાં સાડા ચાર હાથ લાંબાં લલિતા ભાભી દબાતે પગલે જા હું ન જાણતો હોઉં તેમ આવ્યા અને મ્હારી આંખો દબાવી "એન ઘેન દિવા ઘેન"ની રમત જેવું કંઇક કરવા લાગ્યા. મેં કહ્યું,

"આપ શ્રીમતી કોણ છો તે આપના સુકકા ઞેપટા જેવા હા ઉપરથી તરત પરખાઇ આવો છો !" આટલું હું બોલ્યો એટલા અમારાં ઘરવાળાં પરસાળમાં ઝાડુ વાળતાં હતાં તે નિકટ આવતાં ઉચ્ચ

"લ્યો કહો જોઉં ત્યારે એ કોણ છે ?" મેં કહ્યું,

"આપણી છેલ્લી લડાઇ પછી સંધીના પ્રાઇવેટ કોલકરાર કરા નાર જે. પી. યાને સુલેહના અમલદાર અમારાં રસિલાં લલિતા ભાભ લલિતા ભાભી કેં...એં...દઇને હસી પડયાં અને આંખોથી હા ખસેડી લઇ મ્હારૂં હોલ્ડર છીનવી લેતાં બોલ્યાં:

" ઝવેરભાઇ ! તમે પણ કંજુસના કાકા દેખાઓછોને શું ? તમારાં ઘરમાં સલાહ કરાવનારનું મીઠું મોઢું પણ ન કરાવ્યું ! ભલા માણસ, ૭ ૭ માસ થયાં હમણાં મીઠું મોઢું કરાવશે એવી આશા રાખીને હું તો બેસી રહી છતાં તમારૂં તો કંઇ ઠેકાણુંજ નથી !" હવે બંદાએ ધડાકો કર્યો—

" ઓહો ! મીઠું મોઢું કરવું એમાં તે શી મોટી વાત ?" એમ બડબડતો બડબડતો ઉઠ્યો અને ભંડારીઆમાંથી પડીકું લાવી તેમાંથી સાકરનો ખાસો એક મોટો ગાંગડો લઇને લલિતા ભાભીના મોઢામાં મુકયો. ગાંગડો મોઢામાં જતાંજ "હાખથુ હાખથુ" સહિત લલિતા ભાભી ફફડી ઉઠયાં—

" શું ઉપકાર પર અપકાર ? મીઠા મોઢાને બદલે તુરૂં મોઢું કરાવ્યું !" હવે આપણે પણ ન છૂટકે અજાણપણાનો ઢોંગ કરી બોલ્યા,

" તો શું એ ફટકડી હતી ? સાકરને બદલે ભુલથી અપાઇ ગઇ ! લલિતા ભાભી આ સેવકની કસુર માફ કરશો. અરે ! તેં પણ કહ્યું નહિ કે એ પડીકામાં તો ફટકડી છે !" અમારાં પેલાં નારનું ટીલકું ચઢાવતાં ફફડી પડ્યાં,

" તો આપ કયાં આંધળા હતા ? આપણા ઘરમાં વળી સાકરજ કયાં બળી છે ? એ તો કાલે મારાં અવળુ ફુલ્યાં હતાં તે કોગળા કરવા ફુલી કાકીને ત્યાંથી ફટકડી માગી આણી હતી તે છે !" એમ કહી ઘરમાં પડી રહેલો વલસાડી ગોળ લાવી લલિતા ભાભીને ચંઢાવ્યો એટલે મોઢું મીઠું થતાં શાંત પડયાં; પણ એ મનમાં સમજી ગયાં હતાં કે મેં એની મશ્કરી કરી છે તેથી જતાં જતાં અલ્ટીમેટમ આપતાં ગયાં કે,

"ઝવેરભાઇ ! યાદ રાખજો કે તમે આજે મશ્કરી કરી છે પણ હું તેનો "દલો ચક્રવર્તી વ્યાજ સાથે કેવો લઉં છું ?' મેં હસ્તાં હસ્તાં મુછપર હાથ નાખ્યો જાણે એમ કે,

"ગમે તેવો તોપણ હું પુરૂષ તે બધરાંથી ગાંજ્યો જાઉં !"

"બાંકી ચુંચી ફીરભી ધીહુંકી રોટી !" "આયા સમજકે બીચમેં ?"

× × ×

ઉપરનો બનાવ બન્યા પછી ત્રીજે દિવસે રવિવાર હતો જેથી આપણે પણ છુટ્ટીનો સમય ગાળવા માટે નરભેરામભાઇનું મફતીયું છાપું લાવીને નિશ્ચિંતપણે ચિનાઈ વિગ્રહનું બારિક અવલોકન કરી રહ્યાં હતા. એટલામાં ઘોડીઆમાં પડેલી નાની કીકી ઉં...વા...ઉં...વાંનું સંગીત આરંભવા લાગી. જેથી અમારાં મીસીસ ચાહ ઉકાળતાં ઉકાળતાં ધસારાબંધ દોડી આવ્યાં અને કીકાને ઘોડીઆમાંથી ઉઠાવી ધબ્બ દઇને મારા ખોળામાં પધરાવી દીધી. સાહેબો અને મડમો ! મ્હારે તમને પણ સવેળા સાવચેત કરી દેવાં જોઈએ કે "રાણીનાં રાજ" લખ્યાં ત્યારે અમારાં મિસીસ ફક્ત એકજ બાળકની મા હતાં પણ આજે તો એ બાળકોનાં માતુશ્રી હોવાથી પહેલાં કરતાં પાવર પણ ડબલ રાખે છે.

"પણ એ બિચારી નાદાન બાળકીએ શું બગાડયું છે તે એને ધબ શું ને મારા ખોળામાં પધરાવી !" હજુ મારૂં વાકય પૂર્ણ કરી છૂટકારાનો દમ પણ ન લઇ રહ્યો એટલામાં મિસીસ તપ્યાં,

"હવારનાં પહોરમાં દાતણ પાણી કર્યાં વગર છાપું લઇને મંડયા છો, ને છોકરાં રમાડતાં તો ટાઢ વાય છે ટાઢ !"

"ત્યારે તો આ બનુસ ઓઢી છે."

"તમે ટચકા કરો છો તે હું બધું સમજું છું ! તમે ભણેલા અને અમે અભણ તેથીજને ? ગઇ સાલ પણ તમે કોઇ છાપામાં લખી

માગ્યું હતું કે "આપણી વાતચીતમાં ધ્યાન ન રહેવાથી મારાથી રોટલો બળી ગયો હતો" એટલે બૈરાં તો કહે છે કે રાંડ કેવી ફુવડ કે રોટલો બળી ગયો તોય ભાન ન રહ્યું ! તમે આવી ઘરને ખૂણે થતી છાની વાતોને હજામભાઇ પ્રમાણે લોકોને જણાવી દો તે સારૂં કહેવાય ? વળી હમણાં છ મહીના પર ઘરમાં જરા કંકાસ થયો એટલે તમે ઓલ્યા મુંબાઇવાળા બે ઘડી મોજમાં અમારા ઘરમાં તો "રાણીનાં રાજ" છે એમ છપાવ્યું હતું તો તે હું શું નથી જાણતી ?" તોબરા જેવા ડાચા સહિત પ્રશ્ન વિરામ આગળ મિસીસનું ભાષણ પૂર્ણ થયું. એટલે આપણે દમ ભરાવતાં બોલ્યા:

"પણ તું તો અભણ છે તને છાપાની શી ખબર ? જરૂર તને કોઇએ ભંભેરી છે ?"

"કોઇ ફાટી મુઆે મને કોણ ભંભેરવા આવ્યો હતો તે તમે નકામું આળ ચઢાવો છો !"

"ત્યારે તેં શી રીતે જાણ્યું ?"

"પણ તમે લખ્યુંજ શા માટે ?"

"પણ તેં જાણ્યુંજ શી રીતે ?"

"પણ તમે લખ્યુંજ શા માટે ?" બંને તરફથી એકને એકજ વાકયપર ભારપૂર્વક લડત ચાલી છેવટે મેં મકકમતા પૂર્વક બૈરીને ડરાવી દેવા હાથ પછાડીને કહ્યું,

"પણ તે જાણ્યું શી રીતે" મારો મીસીસ પરનો ક્રોધ અવળો નીકળી ગયો. કારણ કે ખોળામાં બાળકી હતી તેનું ક્રોધાવેશમાં ભાન ન રેહવાથી મુક્કો બાળકીના માથા પર વાગ્યો તે એક કારમી ચીસ પાડીને બેભાન થઇ ગઇ. બસ થઇ રહ્યું.

"**ઓ મારી કીકીરે ? તું પાપી પિતાને પનારે ક્યાંથી પડી......રે !** મિસીસે તો ભેંકડો તાણ્યો અને "**હાય હાય હાય કીકીને**" કરતાં છાતી કુટવા માંડી, જેથી આપણાં પણ પોતીયાં ઢીલાં થયાં. ડાઘુ જેવું ડાચું કરીને અમારા સંકટના સાથી પાડોસી નરભેરામ તથા તેમનાં પેલાં એટલે અમારાં લલિતા ભાભીને તેડી લાવ્યો. લલિતા ભાભીએ તો બારણામાં પગ મુકતાંજ "હાય હાય !"ના કાર્ય-ક્રમમાં ભાગ લીધો. જોત જોતામાં ચાર ચોટલા એકઠા થયા એટલે ઓટલા ભાંગેજ ! હવે તો "**હાય હાય હાય કીકીને !**" બોલતાં "**હાય હાય હાય ઝવેરભાઇ !**" કરવા મંડયા. જાણે હું મરી ગયો હોઉં તેમ મારાં છાજીયાં લેવા માંડયા. અને મારી સાત પેઢીને લાલિત-છંદની લાગણીમાં છોલવા માંડી !

એટલામાં નરભેરામભાઇ દોડી ગયા અને ભીખા ભાટીયાને ત્યાંથી માખણ લાવીને કીકીને માથે મુકયું તો ઓગળી ગયું. જેથી પુરૂષ વર્ગમાં તો સંતોષ ફેલાયો કે બાળકી હજુ જીવતી છે. નરભેરામભાઇએ પહાડી અવાજે પડકાર કર્યો,

"સબુર ! સબુર ! ખામોશ ! ખામોશ ! તમે કોને રડો છો ? કીકી તો જીવતી છે. !" પણ સાંભળેજ કોણ ? છેવટે દરેકના કાનમાં જઇ મોટેથી બુમ મારી કહ્યું કે,

કીકી તો જીવતી છે ! ત્યારે મામલો શાંત થયો. એટલામાં એક છોકરાને મેં બરફ લેવા મોકલ્યો હતો, તે આવ્યો. મેં બાળકીના કપાળે ધર્યો જેથી દસ મીનીટમાં તેણે આંખ ઉઘાડી. મીસીસ પણ હવે શાંત પડયાં પણ સર્વે મહિલા મંડળના મેમ્બરો મારા પ્રત્યે તિરસ્કારપૂર્ણ દૃષ્ટિપાત કરતાં એકેક બબ્બે સરસ્વતિનાં ભજનો સંભ-

લાવના ચાલ્યા ગયા ઘરમાં બાકી રહ્યાં ફક્ત છ નંગ. હું અને મ્હારી... તથા નરભેરામ અને તેમનાં...એ ઉપરાંત ઢીલી થઈ ગએલી કીકી અને સુઇ ગએલો કીકો જે આ ગરબડ સાંભળીને રડારોળ કરતો હમણાંજ ઉઠયો હતો તે.

નરભેરામભાઇ મને ઠપકો દેતાં બોલ્યા: "અરે! બેવકુફ! જરા જોઇ ભાળીને કામ કરવું હતું ને! ત્હારા રાડોડી મુક્કાથી એ બિચારૂં ફુલ કરમાઇ જાત તો?" મેં નિરાશ વદને કહ્યું,

"તો શું કરીએ? કિસ્મત! વિધિએ જે ધાર્યું હોત તે થાત!" મિસીસની છાવણીમાં પાછો તરખાટ મચ્યો:-

"જ્યારે હોય ત્યારે નાની સરખી બાબતમાં કંકાસ કરો છો અને પછી કિસ્મતનો વાંક કાઢો છો તો તમે લખ્યુંજ શા માટે?" વળી પાછો અસલ મુદ્દા પર અમારો વાદવિવાદ આરંભાયો.

"પણ તને કહ્યું કોણે?" નરભેરામભાઈ વચ્ચે હોમાતાં બોલ્યા.

"આ શું મામલો છે મને તો કંઇ સમજાતુંજ નથી?" એટલામાં લલિતા ભાભી નરભેરામભાઇનુ કાંડું પકડીને મદારી રીંછને દોરી જાય એમ ખેંચી ચાલ્યાં.

"આપણું શું એ ધણીધણીઆણી એમની મેળે ફોડી લેશે!" એમ કહી માર્મિક કટાક્ષપૂર્ણ સ્મીત કરતાં પોતાના ધણીજીને દાવાનળમાંથી બચાવી ગયાં. હવે અહીં પાછું પુનઃ રમખાણ આરંભાયું કીકો પોતાની માને વળગી પડયો અને ચાહ પીવાને માટે રડવા લાગ્યો; ત્યારે મિસીસ પટપટારો કરતાં રસોડામાં ગયાં પણ અફસોસ! કે સવારના શુકનમાં કંકાસનુ મંડાણ થવાથી ચુલામાં ચાહ ઉભરાઇ ગઇ હતી ને તપેલી બળીને ઠીંકરા જેવી થઇ ગઇ હતી. જેથી મિસીસનું મગજ ફરીથી એવરેષ્ટના શીખર પર ચઢી ગયું. તપેલી ફેંકી દેતા બબડ્યાં,

"હયે। તમારા કકળાટમાં ચાહ પણ બળી ગઈ! હવે આ તમારા ......ને શું પાઇશ?" તપેલી હાથમાં છાપું હતું તેપર થઇ ખોળામાં આવી પડી અને છાપાનુ એક પેજ પણ ફાટી ગયું ને ધોતીયું કાળુ થતું સ્હેજ બચી ગયું. હવે મ્હારૂં મગજ પણ કાબુમાં ન રહ્યું ને તપેલીને। પ્રત્યુત્તર તપેલીથીજ વાળ્યો કારણ કે "જેવા સાથે તેવા." સદભાગ્યે તપેલી મિસીસને ન વાગતાં ફાનસ પર પડી ફાનસ ટુટી ગયું એટલે મામલો વધુ ગંભીર બનતો ચાલ્યો. સામસામુ ફેંકાફેંકીનુ જબરૂં જુધ્ધ જામ્યું પણ વખતે બાળકોને વાગી જશે તો ડોકટરને શીનાં દોઢીયાં આપવાની પંચાત પડશે એવો વિચાર એકાએક મ્હારા મસ્તકમાં ઉદભવવાથી સામા પક્ષ તરફથી બોંબગોળા રૂપે છુટેલા ચાહના કપને કેચ કરીને મુકી દીધો અને શસ્ત્રઅસ્ત્રનું યુદ્ધ સમાપ્ત કરી પુનઃ મોઢાંની લડાઈ આરંભી.

કારણ કે વિગ્રહ દરમ્યાન પણ મ્હારી તિક્ષ્ણ બુદ્ધિએ જોઇ લીધૂં કે ફેંકાફેંકીના યુદ્ધમાં સાત આઠ રૂપિયાનું નુકશાન તો થઈ ગયું હતું! "રાંડ જો તો ખરી સાત આઠ રૂપિઆનું નુકસાન તો થઇ ગયું છે!"

"તે હૂં શું કરૂં? તમે શા માટે છાપામાં લખ્યું?"

"પણ તને કહ્યું કોણે?" ફરીથી અસલ મુદ્દાપર વાત આવી લાગી. મ્હારૂં ગળું પણ સુકાઇ ગયું હતું જેથી આ કકળાટમાંથી મુકત થવા ખાતર માથે ટોપી ગોઠવી કોટ પહેરીને બહાર ચાલ્યો, ત્યાં તો દુશ્મન પક્ષે રસ્તામાં ઘેરો ઘાલ્યો. ક્રોધાવેશમાં મિસીસ બોલ્યાંઃ

"ક્યાં જાઓ છો?"

"કાળા પાણીએ!" ઇત્યાદિ રકઝકમાં મિસીસે મ્હારા ખિસ્સામાંથી સફાઇપુર્વક નાણાં ઉચાપત કર્યાં હતાં પણ મને એ બાબતની ખબર

પાછળથી પડી. છેવટે હું બળજબરીથી છૂટ્યો હોઉં કે પછી જાણી જોઇને મિસીસેજ મને જતો કર્યો હોય ! પણ મુકત થતાં સીધો હોટલમાં ગયો. ત્યાં ચાહ બિસ્કીટ વગેરે લઇ બીલનાં નાણાં ચુકવવા જ્યાં ખિસ્સામાં હાથ નાંખ્યો તો કંઇ ન મળ્યું. હવેજ મને ખાતરી થઇ કે રકઝક દરમિયાન મિસીસે મ્હારા ખિસ્સાંની ઝડતી લીધી હશે. ઇજ્જત નાસી જવાનો સોદો હતો ! આજનો દિવસજ મારા માટે કમનસીબ દિવસ હતો. મેં ઇજ્જત બચાવવા કાજે ખુરસી પર ઉભા થઇ મનમાંજ પ્રભુ પ્રાર્થના કરી:

"તું મારો આધાર દયાનિધી
તું મારો આધાર.
આ હોટલવાળાના લુખ્ખા રોફથી
મુંજને તુંજ બચાવ—દયા"

પ્રાર્થના તો કરી પણ તેનું તાત્કાલીક પરિણામ ન આવ્યું. હોટલવાળાએ પૈસા માટે વધુ આગ્રહ કર્યો. મેં કહ્યું,

"ભાઇ જરા ઉતાવળ ઉતાળમાં પૈસા લાવવાનું વીસરી ગયો." સામા પક્ષ તરફથી એટલે કે હોટલના જાડા પાડા જેવા માલિક તરફથી ગૃહસ્થને ન છાજે એવો પ્રત્યુતર મળ્યો:

"ઉતાવળમાં પૈસા લાવવાનું ભુલી ગયા હોવ તો જાઓ અહી તમારી ટોપીને ડિપોઝીટ રાખીને તાકીદે ઘેરથી પૈસા લઇ આવો !"

"મારા જેવો આબરૂદાર માણસ ભર બજારે ઉઘાડે માથે શી રીતે જઇ શકે ?"

"પગેથી ચાલીને !" "તે મારાથી નહિ બને !"

"તો પૈસા લીધા વિના હું હોટલમાંથી બહાર પગ પણ મુકવા દઇશ નહિ !"

અમારી રકઝક ખુબ ચાલી. ખેંચાખેંચીમાં એક નોકરને મારી કોણી વાગવાથી તેના હાથમાંથી ચાહનો કપ એક અપટુડેટ યુવક પર પડયો. તેણે નોકરને એક ધપ્પો લગાવ્યો. બધા વિગ્રહના કારણ રૂપ હુંજ પોતે ગણાવાથી નોકરોના સૈન્યે મને ઘેરી લીધો. હવે જેટલી પળો જતી હતી–તે મારા પાંસળામાં કે પીઠમાં હમણા પરિવર્તન થશે એ વિચારમાંજ જતી હતી. એટલામાં—

**"કહત સમય બળવાન હે નહિ પુરૂષ બળવાન**
**કટોકટીકે વકતમેં આયો મિત્ર સુજાન."**

અમારો ઓફિસનો દોસ્ત શંકરીઓ એકાએક આવી ચઢયો, તેણે બધા નોકરોને વિખેરી નાખ્યા અને મારાજ મુખે મારૂં આત્મવૃતાંત સાંભળી લઇને હોટલવાળાને બીલના પૈસા તથા એક કપ ફુટયો હતો તેના પૈસા ચુકવી આપી સંયુકતાને પૃથ્વીરાજ લઇ જતો હોય તેમ; મ્હારૂં કાંડું પકડી બહાર ખેંચી લાવ્યો, અને મને પૂછવા લાગ્યો "ઝવેરભાઇ આપ તો કહેતા હતા ને કે હું હોટલમાં ભાગ્યેજ જાઉં છું ત્યારે આ શું ?"

"અરે ! શંકર ! તને મ્હારી કર્મકથા હું શી રીતે કહું ?"

"મોઢાથી."

"લે સાંભળ ત્યારે."

"સંભળાવો જોઉં"

"જાણે આજે સવારના પહોરમાંજ કંઇક ખાનગી કારણસર ારી અને તેની વચ્ચે..."

"તેની એટલે કોની?"

"હવે સમજી જાને!"

"હા! હા! સમજ્યો અમારા ગંગા ભાભી ને તમારી બેની વચ્ચે જુધ્ધ જામ્યું એમજને?"

"હા! હા! નાનો કીકો પણ ખરોને, તે વળી પુછીને પાકુ કરે છે! પણ ચાલ હવે આગળ સાંભળ." (શંકરીઓ પાંચ દસ ડગલાં ચાલી નીકળ્યો.)

"અલ્યા મેં તને આગળ ફોરવર્ડ થવાનું ક્યાં કહ્યું છે!"

"અરે! સાહેબ તમે હમણાં કહ્યુંને કે ચાલ હવે આગળ તેથી બંદો આગળ ધપ્યો!"

"એ તારા ટોળટપ્પા રહેવા દે અને અમારૂં દાસ્તાને દર્દ સાંભળ. જાણે અમારી બેની વચ્ચે કંઇક ચકમક ઝરતાં આપણી સ્વારી તો સીધી હોટલમાં આવી ચઢી પછી હોટલમાં શું બન્યું તે તો તું જાણે જ છે!"

"હા... ત્યારે એમ જ કહોને કે દુશ્મન પક્ષે તમારી ત્રિજોરી પર દરોરો પાડ્યો!"

"હા એમ જ થયું! જો તું વખતસર ન ફુટી નીકળ્યો હોત તો મોટી ફજેતી થાત!"

"એ તો ખરૂં જ! મોટી નહિ તો નાની સરખી પણ ફજેતી તો થાત જ!"

આમ વાર્તાલાપ કરતા અમે આગળ ચાલ્યા. એક દુકાનેથી પાન લઇ શંકરીઆએ મને ચવડાવ્યું. તેનો ઉપકાર માનતો હું છુટો પડ્યો અને તેણે આપેલી સીગારેટના ધુમાડા કાઢતો ઘરભેળો થયો.

પ્રવેશદ્વારમાં પદારંભ કરતાં જ મને પ્રથમ એ વિચાર થયો કે જો કોઈ ભણેલીગણેલી બૈરી મળી હોત તો જરૂર મારૂં મધુર શબ્દોથી સ્વાગત કરત કે:—

**" ભલે આવો પધારો મોંઘેરા મહેમાન;**
**પ્રીતનાં ભોજન જમાડીએ......... "**

એટલામાં તો રસોડામાંથી અમારા બત્રીસ નહિ પણ તેત્રીસ લક્ષણા તરફથી—

" હડે ! હડે ! મુવા સવારના પહોરમાં ક્યાં આવ્યો ? " નો ધ્વનિ સંભળાયો. મિસીસે તો જાણ્યું કે ઘરમાં કુતરો ઘૂસ્યો હશે પણ અહીં તો આપ આપનો સેવક હતો જેથી દમામભેર સીગારેટના ધૂમાડા કાઢતો બુટસહિત રસોડામાં ધસી ગયો.

" તને એટલુંએ દેખાતું નથી કે ઘરમાં કુતરૂં આવ્યું છે કે માણસ ? "

" પણ જોડા પહેરી અહીં સુધી કેમ આવ્યા ? "

" અમારી મરજી ! "

" તે તમારી મરજી બહાર સડકપર ચાલે ઘરમાં નહિ ચાલે ! "

" કેમ ન ચાલે "

" અરે સાહેબ ! તમારૂં ખીસ્સું ખાલી ને બપકો ભારી રહેવા દ્યોને ! "

" ત્યારે મારા ખિસ્સામાંથી તેંજ પૈસા કાઢી લીધા હશે ! "

" હા, હા ! મેં કાઢી લીધા. જ્યારેત્યારે કંકાસ થતાં હોટલમાં જઈને મોજ કરો છો ને અમે ઘેર ભૂખે મરીએ તેની તો ચિંતાજ નહિ ! "

"અરે ! મુર્ખ મહિલા યાને બેવકુફ બૈરી ! તને ખબર છે કે હોટલમાં મારા પર કેવી આફત આવી હતી ? એ તો ઠીક થયું કે મારામારી થતાં પહેલાં શંકરીઓ આવી પહોંચ્યો નહિતર ખાટલે પડવાનો પ્રસંગ આવત !"

"જોયુંને ! બૈરાંનો નિસાસો તો લાગ્યા વગર રહે જ નહિ !"

"આટલો વખત તો આ બે નાનાં બાળકોને લીધે જવા દઉં છું. પણ જો હવેથી એમ કર્યું તો પછી..."

"પછી શું કરશો ?"

"શું કરશો તે" 'બુધે જાર બાજરી, ને બુદ્ધે નાર પાધરી !" આટલું બોલતામાં તો ફાગણ શુદ ૧૫ ને તો ઘણી વાર હતી છતાં એકદમ હોળી સળગી તે સળગી. આખો દિવસ વહી ગયો છતાં હોલવાઈ નહિ ! ખરેખર ! સ્ત્રીહઠ કેવી હોય છે તે તો તેનાં અનુભવીઓજ જાણે.

"પેલા વાંઢાઓ તે શું પીછાણે–
એ બલા જેને વળગી હોય તેજ જાણે !"

આખા દિવસના કકળાટને લીધે ભુખે પેટેજ સુઇ જવાની અનિવાય ફરજ આવી પડી. માંડમાંડ તરફડીઆં મારીને રાત્રિ પૂર્ણ કરી. સવારના પહોરમાં પથારીનો ત્યાગ કરીને મિસીસનાં ખાટલા તરફ નજર કરી તો ખાલી જણાયો. બાળકીનું ઘોડીઉં પણ ખાલી હતું. મેં તો ઘરના ખુણે ખોચરે પથાર પણીઆરે જાજરૂ મોરી વગેરે દરેક જાણુવા લાયક સ્થળોએ શોધખોળ કરી પણ મિસીસનો કંઇ પત્તો ન લાગ્યો.

"ત્યારે એ ગઇ ક્યાં ?" કીકો તો પડયો પડયો ઉંઘતો હતો. મેં નરભેરામભાઇને ત્યાં ખબર કાઢી તો તેમણે કહ્યું કે,

"અહીં તે તમારાં ઘરવાળાં શી રીતે આવે ? તમારાં ભાભી તો કાલનાંજ પીયર ગયાં છે તે બે ચાર દિવસ પછી આવશે."

"નરભેરામભાઇ ! ત્યારે જરા લલિતા ભાભી પર પત્ર લખી ખબર કઢાવો કે એ ત્યાં તો નથી ગઇ ? કારણ કે એનું ને તેમનું પિયર એકજ ગામમાં છે."

"ઠીક." કહી નરભેરામે પત્ર લખ્યો. મેં જઇને કાગળોની પેટીમાં પધરાવ્યો, હવે મારૂં મન કુશંકાઓ કરવામાં પરોવાયું.

"મારા દુઃખથી કંટાળીને કુવે તો નહિ પડી હોય ? નાના એટલી બધી નાદાની તો નજ કરે ! પણ બુદ્ધદેવ જેમ અર્ધી રાત્રિએ યશોધરાને ત્યાગિને જંગલનિવાસી થઇ હોય તો ? હા...પ્રભુ મારા પર આ શો કોપ ? કાંટાકાંકરામાં ચાલવું, કંદમુળ ખાવા, વિક્રાળ પશુ ને માનવરાક્ષસોનો ભય એ બિચારીથી કેમ સહન થશે ? ખરેખર ! હવે અને ડસ્કાં આવે છે. વાંચક બેરાદર તું પણ રડ ! નહિતર આંખમાં ને બદલે નાકમાંથી તો આંસુ ટપકાવ ? કારણ કે શોકને પ્રસંગે આંખ અને નાક બંનેમાંથી આંસુ વહે છે એ અનુભવ સિધ્ધ વાત છે. કવિ કાળીદાસે તો સ્ત્રીને અર્ધાંગના કહી છે પણ મેં તો પાઆંગના પણ ન ગણી, જેથી આજે માઠું પરિણામ આવ્યું ! મેં અગમબુધ્ધિ વાપરી એનો ફોટો પડાવ્યો હોત તો આજે છાપામાં છપાવી સત્વર પત્તો મેળવત પણ હવે શું ? આ કીકાને પણ હવે શું કરીશ ? હું તે એને ખવરાવીશ, પીવરાવીશ કે ઓફીસમાં જઇશ ? અને મને તો બરાબર રાંધતા પણ આવડતું નથી ! લલિતાભાભી હોત તો તે

પણ એની ખબર રાખત ! ત્યારે હવે કરવું શું ? ” વિચારમાંને વિચારમાં ઓફીસનો ટાઇમ થઇ ગયો, સાથે કીકો ઉઠીને “ બા બા ” કરી બુમરાણ કરવા લાગ્યો,

“ બાપા માલી બા તંઇ થે ? તમે પેટીમાં થંતાલી દીધી થે તે લાવો તાલી દો ! ” કરી ભેંકડો તાણ્યો હવેજ મને ખબર પડી કે:—

“ ઘી વિના લુખો કંસાર ત્યમ સ્ત્રિ વિના સુનો સંસાર ! ” બાળકને શેર દુધ લાવીને પાયું તો પણ તેણે પોતાની માની હઠ છોડી નહિં. છોકરાને નરભેરામને હસ્તક સોંપી પા કલાકમાં પાછા ફરવાનું વચન આપી ઓફિસમાં ગયો અને શંકરના કાનમાં વાત કરી. મેં તથા શંકરે મ્હારી પત્નિ સખ્ત બિમાર છે એમ કહી અષ્ટમપષ્ટમ સમજાવીને માંડમાંડ ચાર દિવસની રજા લીધી. સાહેબે કહ્યું—

“ ડો ચાર ડીનમેં તુમારી ઓરતકા ટબીયટ અચ્છા હો જાય ટો જલ્દી હાજર હોજાઓ નહિટો તુમારા પગાર કટેગા ! ” સાહેબની સુફીયાણી ઉર્દુ ભાષાના પ્રત્યુતરમાં

“ અચ્છા સાહબ ! ” કરી છુટો થયો અને સ્વગૃહે જઇ કીકાની સારવાર કરવા લાગ્યો. ત્રણ દીવસ થયા છતાં કીકાની બાનો પત્તો ન લાગ્યો. હુ પણ એટલા દિવસમાં તો થાકીને હારી ગયો હતો બાળહઠ કેવી હોય છે તે તો નાના બાળકનો પિતાજ જાણે કે જે બાળકોની માતા મરી ગઈ હોય. ત્રણ દિવસતો મને ત્રણ વરસ જેવા લાગ્યા. એટલા અલ્પ સમયમાંતો કીકાએ મારા નાકમાં દમ આણી દીધો.

“ પિતાની ગાદીમાં ન સમાય પણ માતાના રેંટીયામાં સમાય” એ લોક વાક્ય મને હવેજ ખરૂં લાગ્યું. તેનું એક દ્રષ્ટાંત અત્રે રજુ કરીશ; તો તે અસ્થાને નહિજ લેખાય.

કીકાને રાજી કરવા ખાતર કાલે બપોરે ચાર કેળાં આણ્યાં હતાં તેને તો તે ખાઇ ગયો. છાલ વધી તે લઇ મને કહે કે લે હવે એનાં પાછાં કેળાં બનાવી દે ! લ્યો હવે તમેજ કહો કે છાલના કેળાં શી રીતે બને ? આવી આવી આફતોથી હું તો પુરેપુરો કંટાળ્યો હતો. ગમે તેમ તો પણ "વાછરડો ખીલીને જોરેજ કુદે." માટે હવે એ પાછી આવે તો એને કંઇ પણ ન કહું એમ મનમાં નિશ્ચય કરી કાકદ્રષ્ટિએ હું એની રાહ જોતો હતો. અત્યારે મ્હારી નૌકા ડામાડોળ સ્થિતિમાં હતી.

"ઉંડી કંઇ આશા ધારીને
મેં ત્હારો સંગ કીધો તો;
ભરૂંસો દઇ ભુલાવી
ઓ વહાલી ક્યાં ગઈ નાસી ?"

\+ + +

ત્રીજા દિવસની રાત્રિની દસની લોકલમાં લલિતાભાભી પધાર્યાં એટલે મારા ખોળીઆમાં ફરીથી જીવ આવ્યો. મેં મારા દુઃખ દર્દની કહાણી લલિતાભાભીને કહી સંભળાવી જેથી તેમની આંખમાંથી પણ કીમતી આંસુ ટપકવા લાગ્યાં. એક દિવસના વાટાઘાટ પછી મારા ધર્મ પત્નિને શોધી લાવનારને રૂા. ૨૫) મુંબઇગરાનું ઇનામ આપવાનું ઠર્યું. બીજે દિવસે સાંજે તો મારા સૌભાગ્ય પાંચમે દર્શન દીધાં. કીકો તો તેને વળગી પડ્યો અને રૂા. ૨૫ )નું ઇનામ જાસુસ તરિકે લલિતા-ભાભીને મળ્યું.

તે રાત્રે ફરીથી સુલેહના લેખિત કોલકરાર થયા અને અમે રાજીખુશીથી ને અક્કલ હુશિઆરીથી અંગુઠાનાં નિશાન પાડી આપ્યાં

એટલે લલિતાભાભી માલતી માધવના ખેલમાં ગવાએલી પેલી બે પંક્તિઓ ગણગણવા લાગ્યાં:

"અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલકરાર,
તે વિણુ કો દંપતિ તણો નવ સુધરે સંસાર."

મ્હારા અંતરનો પ્રેમ જોશપૂર્વક બ્હાર વહી નીકળવા પ્રયત્ન કરવા લાગ્યો તેથી મેં કહ્યું "એમ છે! તો જુઓ સામે કોણુ આવે છે?" મેં જુઠું બ્હાનું કાઢ્યું. જેથી લલિતાભાભી તથા તેમના પતિ રાજ બારણા તરફ જોવા લાગ્યાં. એટલે મેં મારા બળતા જીગરની લ્હાય એક પ્લેટ ચુંબન આઇસક્રીમથી શાંત કરી. ત્યાં તો મિસીસની કેડમાં બેડેલો કીકો બોલી ઉઠ્યો "ટાટીજી! જુઓને માલા બાપા માલી બાને બકી તલે થે.!" એક બે મનુષ્ય હસી પડયાં અને એક બે શરમાઇ ગયાં. (જરાક શ્રૃંગારિક ડાહ્યલું થઇ ગયું છે તેની માફી ચાહું છું.)

બીજે દિવસે લલિતાભાભીએ ઉજાણી કરી. ઉજાણીમાંથી પરવારતાં નાનું સરખું ભાષણુ કરતાં લલિતાભાભીએ ટકોર કરી કે "જોયું ઝવેરભાઇ! એક અબળાનું પરાક્રમ. તે દિવસે મીઠું મોઢું કરાવવાને બદલે તુરૂં મોઢું કરાવ્યું તો તમારા ઘરમાં કેવો મોટો જંગ જમાવ્યો? અને આખરે તમારાજ પૈસાથી બધાંએ ઉજાણી કરી!"

"તો શું તમેજ એને છાપાનું ભુત ભરાવ્યું હતું?"

"હા! હા!"

"અને એને પિયર પણુ તમેજ લઇ ગયાં હતાં?"

"હાજી!"

"શું હાજી? તમે બધાં તો ફુહ ફુહ હસો છો પણ મને તો ખાસી ત્રીસ, પાંત્રીસ રૂપીઆની ચોટ લાગી, તથા કીકાએ જે આપદા પાડી તેની તો કંઇ કીંમતજ થઇ શકે એમ નથી!

"ઝવેરભાઇ! તમે ગમે તેવા સમાજ સુધારાના લેખ લખશે પણ જ્યાં સુધી બૈરાંને માન નહિ આપો; ત્યાંસુધી તમારો સંસાર સુખી થવાનો નથી." આટલું ભાષણ કરીને નરભેરામભાઇ પણ બતાસાં ખાવા અરે! ભુલ્યો બગાસાં ખાવા લાગ્યા. એટલે આપણે પણ ઘર ભેળા થયા. અને મિસીસને માન આપવાનો નવો પાઠ ખોળવા લાગ્યા.

કદાચ મારી વાત આપને ગળે ન ઉતરતી હોય તો જ્યોજ મહારાજાનો ફોટો નિહાળજો ત્યાં પણ સિંહાસને મહારાણી મેરી બિરાજ્યાં છે ને મહારાજ તેમની બાજુમાં સ્થિર ઉભા રહેલા દ્રષ્ટે પડશે. સમજ્યાને! "અમારી પણ આમ બાબત છે!" હાલતો...

[ તમામ શુદ્ઽ ]



(૧૨)

# ચીનનો શાહુકાર

## યાને

# મહાન આર્ટિસ્ટ!

### વ્યાખ્યા.

પેલા પારસી પોરીઆઓ કહે છે કે "ભેજું ચાલે તે અકકલ અને હાથ ચાલે તે આર્ટ." વ્યાખ્યા તો ખરેખર સો ટચના સુવર્ણ જેવી છે. પણ તમે આર્ટ એટલે એકલી ચિત્રકળા કે હુન્નર ન સમજી બેસતા! હાથનો ગમે તેવો ઉપયોગ કરવો એ બધાંનો આર્ટમાં સમાવેશ થાય!

રસ્તે ચાલતાં બીજાના ખિસ્સાનું વજન આપણા ખિસ્સામાં આવી જવું એ પણ એક આર્ટ કહેવાય! કોઇના ઘરમાં મધરાત્રે ગણેસલુ ગોઠવવું એ પણ આર્ટ! ખોટા દસ્તાવેજ બનાવવા એ પણ આર્ટ! કોઇના કવરમાંથી કાગળ કાઢીને વાંચ્યા પછી હતું તેવીજ સ્થિતિમાં લાવી મુકવું તે પણ આર્ટ! કોઇએ પુસ્તક વાંચવા આપ્યું હોય તેમાંથી પસંદ પડતાં ચિત્રોને હસ્તગત કરવાં અને માલિકને ખબર પડવા ન દેવી તે પણ આર્ટ! કોઇ શેઠની દુકાને મુનીમનો હોદ્દો મેળવ્યા પછી કોઇ ખાતેદાર હિસાબ કરાવવા આવે; ત્યારે "સત્તર પચા પંચાણું ને બે મેલ્યા છુટના એટલે સત્તાણું, લાવો પટેલ સોમાં બે ઓછા!" એવો મારવાડી મુળા જેવો ચોકખો હિસાબ કરવો એ પણ

આર્ટ ! સ્ટેશન માસ્તર બન્યા પછી અભણ પેસેંજર પાસેથી સુરતથી આંઢરોડના પૈસા લઇને કાંકરાખાડીની ટીકીટ આપી દેવી તે પણ આર્ટ !

તદ્દન નવો ખેલ ! કેટલાક સદ્દગૃહસ્થોના ખાસ ફરમાશથી, ફકત એકજ નાઇટ, ગ્રાંડ ઓપનીંગ નાઇટ ઇત્યાદિ લાંબી લાંમી જાહેર ખબરો છાપી દોઢ બે બજાર મુંબઇગરા ખિસ્સામાં સેરવીને ત્રીજી ઘંટડી થતાં ને પર્દો ઉંચકાતાંજ એપ્રીલ ફુલના બોર્ડ સહિત મોટી લોબાનદાનીનાં દર્શન થાય તે પણ આર્ટ ! ચાલુ ફીલ્મ સાથે ખાસ મીસરની નૃતકીઓનું મનમોહક ડેન્સ સુરતની શોખીન પ્રજાનાં મનરંજન કરવા રજુ કરવામાં આવ્યું છે એવી જાહેર ખબર છાપી સ્ટેજપર હીજડાઓનો નાચ રજુ કરવો તે પણ આર્ટ ! કાઠીઆવાડ તરફથી કોઇ વાઘરણને પકડી લાવી મુંબઇના કોઇ ધનાઢય "સાઠી બુધ્ધિ નાઠી" સાથે ઉચ્ચ ખાનદાનની અબળા તરિકે ગોઠવી પાંચ દસ હજાર ઓકાવવા એ પણ આર્ટ ! બેલ્સ ઉપરથી ચાર આંગળ છેટો રહીને બોલ ચાલ્યો જાય છતાં પણ બેલ્સ ઉડી જાય એ વિકેટ કીપરનો આર્ટ ! મારવાડી પાસેથી દસ રૂપીઆ લીધા હોય ને ફાગણ સુદ ૧૫) ને દિવસે તે દસ પર એક મીંડુ વધારીને લેવા કાઢે એ પણ આર્ટ ! માસ્તરને ઘેર ખિચડી રાંધવા જતાં બરણીમાં શેર દોઢ શેર ઘી હોય તેમાંથી અચ્છેર પણોશેર ગળામાં ઉતારી જવું એ પણ વિદ્યાર્થીઓની આર્ટ ! આ...આલાપ અને વિલાપ કરતાં બાડી આંખ્યું કરી આડા અવળા હાથ વીંઝની ઓલી ઇંદ્રની અપ્સરાઓ યાને કે પૃથ્વીની વારાંગ્નાઓ ઝીકની ટોપી વાલે બાંકે મિયાં પાસેથી **"દિલ છીના નિગાહે ચુરા કર ચલે !"** ગાઇને ઘડીવારમાં ખિસ્સાંનો બધો ભાર રાજીખુશીથી અને અકકલ હોશિયારીથી હલ્કો કરી લે તે પણ આર્ટ ! પરભાષાના લેખને સ્વભાષામાં રજુ કરી લેખક તરિકે જાહેર થવું તે પણ આર્ટ ! કોઇની કવિતાપર

પોતાનું ઉપનામ ગેહની દઇને કવિરાજ તરિકે જાહેર થવું તે પણ આર્ટ ! આ પ્રમાણે આર્ટ વિષે જેટલો ઉલ્લેખ કરીએ, તેટલો થોડો છે. હવે આર્ટનું અજવાળું તમારા ભેજાના એકે એક અંધારા ખુણામાં પહોંચી ગયા પછી આજે તમારી સમક્ષ એક મહાન આર્ટિસ્ટની જીવનરેખા દોરવાની ધૃષ્ટતા કરી રહ્યો છું.

## પૃથ્વી પર પધાર્યા ?

"જનની જણુતો ભક્ત જણ કાં દાતા કાં સૂર;
નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નુર !"

કાળી ચૌદસનું ઘોર અંધારૂં, સાથે પવનના સપાટાને લીધે દિવડાઓનું બિયા બારૂં; જેથી સર્વ જગત ભાસતું હતું કાળું કાળું ! એક તરફ હતો ઘુવડ ને વનવાગલાંનો સુમધુર પ્રણયવાદ, તો બીજી તરફ હતો જેની પૂછડી સદાએ વાંકી ને વાંકી એવાં શ્વાનોનો ભોં ભોં કરતો ભયંકર નાદ, ત્રીજી તરફ હતો શિયાળવાંનો સરવો સાદ; જે સાંભળીને ભીરૂઓ કરતા હશે ભગવાનની યાદ ! એવો મધ્યરાત્રિનો વખત, કે જ્યારે ચોરોનાં દિલ થાય છે સખત, નથી માલિકની ચિઠ્ઠી કે લખત; છતાંએ પરાયા માલને પોતાનો કરે છે કમબખત ! એવો વિકટ સમય કે જ્યારે ધનવાનો નિરાંતે શ્વાસ પણ ન લીએ, અને છોકરાંઓ દૂધને બદલે છાસ પણ ન પીએ તથા પોલિસો ઑલવૅલની બાંગ પણ ન દીએ; તેવે સમયે એક ગામડાના એક ઝુંપડાના અંધારા ખૂણામાંથી મીરખાં; બાબરદેવા, ડાભલો, ડાહ્યાભાઇ ફોજદાર, બાપુ ચશ્માવાળો ૯૦ આર્ટિસ્ટોની દુનિઆંમાં હો હા થઇ ગઇ ! કેટલાકોની તો વાવડી પણ ચસકી ગઇ !

**"જબ આયે તુમ જગતમેં લોગ હસે તુમ રોય**
**અબ કરની એૈસી કરો કે ફીરસે હસે ન કોય."**

એ પંક્તિઓને આ અવનિપર અવતરેલા એ મહાન પુરૂષે ખોટી ઠેરવી. બીજા મનુષ્યો પેદા થતાંજ ઉંવાં...ઉંવાની લલીત છંદની રાગણી લલકારે છે, એટલે કે રડે છે; ત્યારે એ મહાશયે પેદા થતાંજ અટ્ટહાસ્ય કર્યું ! એનાં માવતરનાં પણ સદ્ભાગ્ય કે આવો ઝીગોમાર જેવો બેટા એમના મંદીરે પધાર્યો ! "પુત્રનાં લક્ષણ પારણામાંથી કે ફીકાનાં લક્ષણ કેડમાંથી" જણાયા વગર રહેતાં નથી. પણ એ ભવિષ્યનો આર્ટિસ્ટ તો કાળી ચૌદસ અને રવિવાર જેવા શુભ દિવસે પેદા થયો પછી લક્ષણ જોવાની માથાકુટ શા માટે કરવી પડે ?

છઠ્ઠીના દિવસે એની ફૂઇબાએ એનું નામ કોઇની નજર ન લાગે માટે ગળે કાળોદોરો વીંટાળીને ધુળીઓ પાડયું. ચીનાઇ સાકરને બદલે વલસાડી ગોળનું લ્હાણું કર્યું. એ ઐતિહાસિક પુરૂષ ધુળીઆએ પાછલી વયે એક શહેર વસાવ્યું તેને ભૂગોળવેત્તાઓ ધુળીઆ કહે છે. પોઠીઆંવાળા વણજારાઓને પૂછી જોશો તો ધુળીઆ શહેર છે કે નહિ તે આપોઆપ રોશન થશે !

## ધુળીઆની બાળ લીલા !

બાળકો નાનેથી મોટાં થાય છે તેમ ધુળીઓ પણ વધવા લાગ્યો. એનો ચહેરો કંઇક આકર્ષક અને વાણી મીઠી હતી તેથી સૌ જનો એની સાથે વાર્તાલાપ કરવાને લલચાતાં. ૭ વરસની વયે શાળામાં શિક્ષણ મેળવવા કાજે એનો પિતા એને શિક્ષક પાસે સોંપી ગયો. નિશાળમાં કોઇ વિદ્યાર્થીની પેન, તો કોઇનો પાઇ પૈસો કે કોઇનું ખાવાનું એ અજબ ચાલાકીથી હસ્તગત કરી લેતો. જેમ મદારીઓ

કંડીઆમાં છોકરાને સુવાડીને ઉડાવી દે છે; તેમ ધુળીઓ ગમે તેવા ખિસ્સામાંથી જમરૂખ, કેળાં, મગફળી વગેરે ઉડાવી દેતો! પ્રેમાનંદે કહ્યું છે તેમ—

"રાગ, પાગને પારખું નાડીને વળી ન્યાય,
તરવું, તંતરવું, તસ્કરવું, એ આઠે આપ કળાય."

એટલે એ આઠે વિદ્યાઓ પૈકી તસ્કર વિદ્યા પણ આપો આપ આવડી જાય છે! ઉસ્તાદોની જરૂર પડતી નથી. અને જો વળી ઉસ્તાદો પાસેથી એ વિદ્યાની તાલીમ લેવામાં આવે, તો પછી સોના સાથે સુગંધી ભળે! કે જેથી પેલા હિંદમાં ચાહનાં પ્યાલા રકાબી અને ફટાકડાની ભેટ મોકલનાર ઠીંગુસી અફીણીઆઓના દેશના શાહુકારની માનવંતી પદવી પણ મળે!

કહેવાય છે અને સંભળાય છે કે પહેલાં ગ્રીક દેશમાં તસ્કરવિદ્યાની શાળાઓ હતી, તેમાં પરીક્ષા પણ લેવાતી. જાણે એક વિદ્યાર્થી ઝાડપર કાગડીનો માળો હોય, તેમાંથી કાગડીને ખબર ન પડે તેમ ઈંડું ઉઠાવી લાવે પણ તે ઈંડું ઉઠાવવાની કળા અજમાવે તે પહેલાં બીજો વિદ્યાર્થી તેનું ખિસ્સું કાતરી લાવે! એ પરીક્ષામાં ખિસ્સુ કાતરી લાવનાર વિદ્યાર્થી પાસ ગણાય ને ઇંડુ ઉઠાવનાર નાપાસ ગણાય. ધુળીઆનું એટલું કમભાગ્ય કે એ ગ્રીસમાં ન જનમ્યો!

કોઇ વખતે ચોરી પકડાઇ જાય, તો ખુબ માર ખાય, પણ ગર્ધવને ડીફણાની યાદી બે ઘડી પછી હોતી નથી; તેમ ધુળીઓ પણ એવા મારને પત કરે એવો ન હતો. ઘણી વખતતો મારતાં મારતાં ગુરૂજીને દમ ચઢી આવતો ને ફેફસાં ફુલી જતા; તેથી બે કલાક

ચોરી ખાસ સ્થિતિ પર ન આવતાં. ધુળીઓ ગેરહાજર હોય ત્યારે શાંતિનું સામ્રાજ્ય વ્યાપતું પણ એ [illegible] વ્યકિતની હાજરીથી કંઇ કંઇ ધરતીકંપો થઇ જતા!

એક પ્રસંગે ગુરુજીએ કેટલીક સુચના આપીને ધુળીઆને પોતાના ઘેર કંઇ ખાનગી કામ કરવા મોકલ્યો, ધુળીઆએ તે કામ પૂર્ણ કર્યું પણ ડબામાંથી બશેર આટો બજારમાં વેચી આવીને તેનાં ગાજર ખાધાં! બીજી વખતે ગુરૂજીના ઘેર જવાનો ચાન્સ મળ્યો; ત્યારે ચોખા વેચીને સ્પેશીઅલ બે કપ ચાહ પીધી! જો એ જંગલમાં કોઠાં, આમલાં ખાવા પહોંચી જાય ને ખુબ ભુખ લાગે, તો ઘાસની કાપણીમાં એક ધ્યાનથી કામ કરતાં મજુરોનું ભાથું તેમની પીઠ પાછળથી આવીને ઉઠાવી જાય. વખતે પકડાય તો બે ચાર લપડાકો ખાય. પણ તેમાં એનું શું જાય? કારણ કે ફોકટમાં ગાલ તાજા થાય! જો એને ભૂખ લાગી હોય અને કંઇ ખાવાનું ન મળે તો છેવટે ગાય, ભેંસ કે બકરીના આંચળે મોઢું વળગાડીને દોઢ શેર બશેર દુધ ચુંસી જાય! આવી કારકીર્દિ આટલી નાની વયમાં કોઇએ પ્રાપ્ત કરી નહિ હોય!

"પાઘડીનો વળ છેડે' આવેજ એ પુરાણા સુત્રને આધારે ગુરુજીના ઘરમાં કરેલી ચોરી ધુળીઆની ક્લાસનાજ એક ડિટેકટિવે ગુરુસમક્ષ જાહેર કરી; જેથી ખુબ માનપાન સહિત મિસ્ટર ધુળીઆને શાળામાંથી પાણીચું મળ્યું! જ્યારે ધુળીઆને શાળામાંથી પદભ્રષ્ટ કર્યો; ત્યારે તે તો કંઇ પણ દરકાર રાખ્યા વગર ગાતો હતો કે:

> "એ રીતે જો માણસો, રાખી મનમાં ખંત,
> આળસ તજી મહેનત કરે, તો પામે લાભ અનંત."

ધુળીઓ લગભગ અભણુજ રહ્યો કારણ કે માંડમાંડ ચાર વર્ષે બીજી ચોપડીમાં આવ્યો હતો, ત્યાંતો વાત વંઠી ગઇ! ચાલો તેમાં શું

થયું ? ભણેલાઓજ દુનીઆમાં ફતેહ પામે છે ? હિંદના અનેક નામાંકિત પુરૂષો અકબર, શિવાજી, હૈદરઅલી, રણજીતસિંહ વગેરે અભણજ હતા. વળી કોલંબસે કેટલા ચોપડા ફાડયા હતા ? નેપોલીયન કયાં એલ. એલ. બી. થયો હતો ? માટે ખરૂં કાર્ય તો અભણોજ કરી શકે છે.

## આગળ વધ્યો !

નિશાળ છોડયા પછી પણ ધુળીઓ પોતાના ઇચ્છિત કાર્યમાં આગળને આગળજ વધ્યે ગયો. કારણ કે એના ભેજામાં નિરાશા જેવું કંઇ હતુંજ નહિ ! હવે તો બ્હોળા કાર્યક્ષેત્રમાં ઉતરવાનું હોવાથી તેણે એક સેક્રેટરી પણ રાખ્યો હતો. સેક્રેટરી એનાજ ધંધાનો, પણ એનાથી દસ વરસે મોટો હતો. આ બંનેએ ભિષ્મપ્રતિજ્ઞા કરી હતી કે ખાવું, પીવું ને સુવું એ બધુંજ પારકાના જીવપર ! એ લોકો પારકું શી રીતે જમતા તેનું એક ઉદાહરણ અત્રે રજુ કરૂં છું. શુકલતીર્થની જાત્રામાં એ બંને ધર્મપરાયણ મહાશયો પણ ૐકારેશ્વરનાં દર્શન કરવાને છડીસ્વારીએ ફાટયા તુટયા ડ્રેસમાં પહોંચી ગયા.

## હું વાધરી છું !

મધ્યાનનો સમય હતો. પુષ્કળ ભુખ લાગી હતી, એવામાં એક ઝાડના છાંયા તળે એક મહારાજ લાડુ બનાવિને દાળ વધારવાની તૈયારી કરી રહ્યા હતા. ધુળીઓ તેમની નિકટ ગયો અને "મહારાજ! જરા દેવતા આપોને ભગવાન તમારૂં ભલૂં કરશે !" એમ કહેતાં કહેતાં છેક ચુલા સુધી અડી ગયો. મહારાજ તેના પર તપ્યા, "હાળા લુચ્ચા ! હરામખોર તું કોણ છે ?" ધ્રુજતા પગે ધુળીઓ બોલ્યો–

"મ...મહા...રાજ હૂં વ...વાધરી છું!"

હટ ? હાળા ચંડાળ બધી રસોઇ અભડાવી !"

"મહારાજ ! મને ખ...ખબર તો'તી કે ચુલામાંથી આગ લેતો રહેઈશ અભડાઈ જશે ? બાઈ સાથ બ'નાની માફી માંગુ છું ?"

"લે એ બધું ઉઠાવી જા, હવેથી કોઈ બ્રાહ્મણના ચોકામાં આવવાનું સાહસ ન કરતો; નહિતર કોઈ ખરાબ માણસ હશે તો તારાં પાંસળાં ઢીલા કરી દેશે !" ધુળીઓતો લાડુ વગેરે ઉઠાવીને એના સાથી સાથે થોડે દુર જઈને ઝાપટી ગયો. એટલામાં મહારાજે બીજું કાચું પાકું રાંધી નાખ્યું. મહારાજ અબોટીયું પહેરીને જમવાની તૈયારી કરતા હતા, તેવામાં ધુળીઆનો સાથી નિકટ આવ્યો અને મહારાજની માફી માંગવા લાગ્યો.

"મા'રાજ ? એ મારો ભત્રીજોતો નાદાન છે ! નરદમ બેવકુફ છે માટે આપ એના તરફ ન જોશો ! હું એના વતી પાઘડી ઉતારીને માફી માંગું છું !" એમ કરીને ચોકામાં ફાળીયું નાખી દીધું. એટલે મહારાજ ક્રોધે ભરાયા.

"ઓ ખચ્ચર ! તું વળી તારા ભત્રીજા કરતાં કયાં ઓછી અક્કલવાળો મર્યો છે ? બને બિલ્કુલ પુછડા વગરના બળદીઆ છો ! ચાલ લે ટળ હવે આ ઉઠાવી જા !" બાઈને તો જોઈતું હતું તેજ મળ્યું. હવે બને સારી રીતે ધરાયા.

આ પ્રમાણે કંઈ નહિ તો કંઈ યુક્તિઓ લડાવીને નહિતર તસ્કર આર્ટ અજમાવીને પણ એ મહાન આર્ટિસ્ટો પોતાની પ્રતિજ્ઞા પુર્ણ કરતા. શુકલતીર્થની જાત્રાનો મેળો પાંચ દિવસ રહે છે. બીજે દિવસે તો એ મહાશયોએ સારા આબરુદાર ગૃહસ્થો જેવા કપડાં પહેર્યા, અને વાતોના તડાકા મારતા નર્મદા તટે શિકારની શોધખોળમાં ફરી રહ્યા હતા, એવામાં એક સ્ત્રીને નદીમાં સ્નાન કરવા પડેલી દીઠી અને બીજી

સ્ત્રી તેના વસ્ત્ર ઘરેણા વગેરે સાચવતી બેઠી હતી. ધુળીઆનો સાથી પેલા વસ્ત્ર અને ઘરેણા સાચવવા બેઠેલી સ્ત્રી પાસે રહીને બેધ્યાનપણે આગળ ચાલતો થયો. એટલામાં તેના ખિસ્સામાંથી બેચાર રૂપીઆ સરી પડ્યા છતાં તે તો

"સુણ સમય સંધ્યા સમી સ્હેલને સારૂં
ફરવા જાવું ફાંકડા થયું મન છે મારૂં."

—નું ગાયન લલકારતો આગળ ધપ્યે જતો હતો! એવામાં બીજા પાંચ દસ રૂપીઆ ખિસ્સામાંથી સરી પડ્યા. છતાં તેણે તો બેપરવાઈથી આગળ હાંકયેજ રાખ્યું! પેલી વસ્ત્રો, ઘરેણા સાચવવા બેઠેલી સ્ત્રીએ આ પ્રકાર જોયો, તે રૂપીઆ લેવા લલચાઇ. ઉઠીને ઝડપથી રૂપીઆ વીણવા આગળ વધી, એટલામાં પાછળ થોડેક દૂર અવળી પીઠ કરીને ઉભેલો મહાન આર્ટિસ્ટ ધુળીઓ વસ્ત્રોને બાદ કરતાં ઘરેણાં લઇને બીજી દિશા એ પ્રયાણ કરી ગયો! પાછળથી તે સ્ત્રીઓએ ઘણી હો હા કરી પણ ઉઠાવગીરોનો પતો લગ્યો નહિ! ઉંટનાં શીંગડાનો પતો લાગે તો ધુળીઆનો પતો લાગે!

એક દિવસે ડાકોરના સ્ટેશનપર પેલા પરભના માટલા જેવા પેટવાળા કાનાકાકા સાથે ધુળીઆનો અચાનક ભેટો થયો.

"અલ્યા ધુળીઆ! તું અહીં કયાંથી? આજકાલતો મારો દીકરો ખુબ ફાટયો છે ને શું? અલ્યા. તુ આટલી આટલી હાથ ચાલાકી કરે છે છતાં પકડાતોજ નથી?" ધુળીઓ બોલ્યો,

"કાના કાકા, આવા નાનાં સરખાં કામોમાં સપડાઇ જઇએ તો ભવિષ્યમાં મોટી મોટી ઉથલ પાથલ કરવાની છે તે કેમ થાય?

"દીકરા, એ તારી ડંફાસ જવાદે ! મોટા મોટા મુછો પરલીંબુ ઠેરવનાર બહારવટીઆ પકડાઇ ગયા તો તારો શો ભાર ?"

"જે થવાનું હશે તે થાશે. પણ તમારે અમારો હુન્નર જોવો હોય તો જરા થોભી જાઓ !!"

આટલી વાત કર્યા પછી આમ તેમ લટાર મારતો હતો, એવામાં કોઇ ગામડીઓ એકલો કપાસ વેચીને રૂપીઆની વાસણી કેડપર બાંધીને શેરડી ખાતો ખાતો સ્ટેશન તરફ આવતો હતો. ધુળીઆએ તેના સાથીના કાનમાં છુમંતર કર્યું. એટલામાં એના સાથીએ પગમાંથી ખાસડું કાઢીને ધુળીઆને ઠોકવા માંડયું, ધુળીઓ "ઓ...મારા...બાપરે મરી...ગયો !" ની બૂમો પાડતો પાડતો પેલા પટેલની કેડે વળગી પડયો. પેલા પટેલે ખાસડું મારનારને રોકયો—

"અલ્યા એ બચારાને નાહક આમ ખાહડા મારમાર કરોચ ? એણે એવો તે હું તારો બાપ માર્યોચ ?" છતાંએ ખાસડા મારનાર તો રોકાતોજ નથી.

"હાળા હરામખોરે મારા ગુંજમાંથી બે જંઇ ચોરી લીધા છે તે એને તો રોકાતોજ નથી !"

"અરે ! પણ બે જંઇઓ તો તેં એને બાર રૂપીઆનો માર મારી લીધો !" આ રકઝક દરમિયાન કેડ પર બાંધેલી વાસણીની ગાંઠ છોડીને ધુળીઓ ભાગી ગયો, ને તેનો સાથી તેને પકડવાને બ્હાને તેની પાછળ દોડયો ! પટેલ તો બિચારો આભોજ બની ગયો ! કાનાકાકા તો આ દૃશ્ય નિહાળીને ધુળીઆની અક્કલને આફ્રીન પોકારવા લાગ્યા. યાદ રાખજો કે અત્રે ધુળીઆનું વય માત્ર બાર વરસનુંજ છે. હવે દિવસે દિવસે વયવૃધ્ધિ સાથે તસ્કર કાર્યમાં પણ ધુળીઓ પારંગત થવા લાગ્યો.

એક દિવસે અર્ધી રાત્રે એક પારસીના ગૃહે 'આવ ન આવ હું તારો મહેમાન' બનવા જતાં એના સાથીને અચાનક આલોકમાંથી પરલોકમાં વાયરલેસ મારફતે કૂચ કરવી પડી! કારણ કે પારસી પાસે વગર પરવાનાની ફટાકડી હતી. જો કે ધુળીઆનો જમણો હાથરૂપિ ગોઠીઓ વગર રજાએ સ્વર્ગે સંચર્યો હતો; છતાં નિરાશા એની પાસે આવવાનું સાહસ ભૂલેચૂકે પણ કરતી નો'તી!

હવે મોટાં શહેરોમાં પુરા ઠાઠ સાથે એણે જીંદગી ગુજારવા માંડી. એક વખતે કોઇ શેઠનો મુનીમ (કયા શહેરમાં તે લખતો નથી કારણ કે વખતે કોરટમાં ઘસડાવું પડે!)પાંચ હજારની નોટોની થોકડી લઇને બેંકમાંથી પેઢીપર જતો હતો, એવામાં એક જનસુન્ય ગલી આગળ પાછળથી આવીને એ મહાન આર્ટિસ્ટ ધુળીઆએ ડોકટર જી. બી. ની સુવાસિક તપખીરની એક દાબડી મુનીમના નાકને બદલે આંખોપર ઠાલવી દીધી! મુનીમ "સિપાઇ! ચોર! ચોર! પકડો! પકડો!" ની બૂમો પાડતો આંખો ચોળતોજ રહ્યો, અને એ આપણો આર્ટિસ્ટ પોલિસ આવતાં પહેલાંજ, મહેતાજીને નિર્ખીને નિશાળીઆ નાસે, અથવા મીનીને જોઇને મુષકમામા ભાગે; તેમ ગયો તે ગયો, પાછો દેખાયોજ નહિ!

## કિસ્મતનું ચક્ર!

મનુષ્ય અમીર હો કે ફકીર હો, બાળક હો કે વૃદ્ધ હો, ભેંસના ભાઇ જેવો હો કે સુકા કાષ્ટ જેવો હો, ઠીંગણી લાડી હો કે ઉંચા દિલાદાંડી હો, બુંથો ગાંડિવ (ધનુષ્ય) સમાન હો કે, અકકડ પાટલુન સમાન હો વગેરે જે હોતે હો! પણ પ્લેહાઉસના 'જોઇંટ વીલ' પ્રમાણે દરેકનું ભાગ્યચક્ર ફરતુંજ રહે છે. તેથીજ કોઇએ કહી નાખ્યું છે કેઃ—

**"ખીલે તે કરમાય છે, સરજાય તે લોપાય છે;**
**જે જે ચઢે, તે તે પડે એ નિયમ પલટાતો નથી."**

આપણો મહાન આર્ટિસ્ટ ધુળીઓ પણ એક મનુષ્યજ હતો એટલે એને પણ એ નિયમ લાગુ પડેજ. એક વખતનો તસ્કર વિદ્યામાં ચોકટબોરના એક્કા જેવો ગણાતો ધુળીઓ ગોલ્લા જેવો જણાવા લાગ્યો! કારણ કે લોકો તથા પોલિસ સંપૂર્ણ સાવધ થઇ હતી, જેથી પુરાણી સીસ્ટમના તસ્કર આર્ટથી હવે કંઇ વળે એમ ન હતું! વળી હવે તો જ્યાં ત્યાં અંગ્રેજી ઢબનો દોર ચાલ્યો એટલે તસ્કર આર્ટ પણ અપટુડેટ સ્ટાઇલમાં હોય તોજ દહાડો વળે!

અમીર જેવો ખર્ચ રાખવાથી ધુળીઓ "જીવ જન્તુ છે ખાલી હાથ, અંતમાં પાપ પૂન્ય સંઘાત" જેવો થયો હતો. છતાં વિચારોથી એક ઇંચ પણ બેકવર્ડ ન ગયો હતો! અપટુડેટ આર્ટ શીખવા માટે પરદેશ ગમન કરવાનો ફણગો એના ભેજામાંથી વગર ચોમાસે ફુટી નીકળ્યો! આર્ટિસ્ટનો ધંધો એનો તો વંશપરંપરાનો હતો. અત્યાર સુધી એણે એનાં માતા પિતાને સારી રકમ ભેટ ધરી તેમના તરફની ફરજ અદા કરી હતી. પણ હવે તો નિરૂપાયે પરદેશ ખેડવાને તૈયાર થવું પડયું હતું!

**પરદેશ ગમન!**

ફાયરમેન તરિકે એક સ્ટીમરમાં જોડાઇ ગયો. કોલંબસતો બાથું બાંધીને હિંદ તરફ આવવા નીકળ્યો હતો પણ તેનું વહાણ બીજી દિશાએ ઘસડાઇ જવાથી અમેરિકામાં પહોંચી ગયો; તેમ વિલાયત તરફ જવાની આશાએ [illegible] લાગેલા ધુળીઆની આગબોટ તો ચીનનાં શાંગહાઇ બંદરે જઇને થોભી. ચાલો એ પણ ઠીક થયું કારણ કે એ દેશના શાહુકારો સારી દુનિયમાં જબરા આર્ટિસ્ટ ગણાય છે!

શાંગહાઇ બંદરે સ્ટીમર લાંગરાયા પછી ધુળીઓ પણ બીજા મનુષ્યો સાથે કિનારે ઉતર્યો. નોકરીના રાજીનામાનું ફરફરીયું લખી આપ્યા વગરજ પગપાળો શાંગહાઇ નગર તરફ આગળ વધ્યો. બંદરથી શહેર પંદર માઇલ દૂર હશે. ધુળીઓના ખિસ્સામાં ફકત અઢી આના હતા. રસ્તામાં રાત પડતાં એક ઉંચા ઝાડની ડાળીએ કપડાની ઝોળી બાંધીને આરામ લેવા પડયો. ચીનના જંગલોમાં રાત્રી ગાળનાર મુસાફરોને ઝાડ પરજ રહેવું પડે છે. કારણ કે ત્યાં સાપ અને અજગરનો ખૂબ ત્રાસ હોય છે. ભુખના દુઃખે માંડમાંડ અર્ધ રાત્રી પણ પસાર નહિ કરી હોય, એવામાં દુરથી ભુતાવળીના ટોળા જેવું એક ટોળું મશાલોની લાઇટ સહિત ગાજાં વાજાંની ધામધૂમ સાથે ઝાડ તરફ આવતું જણાયું. ધુળીએ જણ્યું કે,

"નિશ્ચે મોત આવ્યું! કારણ કે એ ભુતોનુંજ ટોળું હશે, નહિતર આમ મધ્યરાત્રે આવા ભયંકર જંગલમાં માણસોને સરઘસ ફેરવવાની શી જરૂર?" ધુળીઆએ તો શંભુ ભોળાનાથથી માંડીને ખપ્પર જોગણી અને માતા ખોડીઆર સુધ્ધાં તેત્રીસ તેત્રીસ કરોડ દેવ દેવીઓની બાધા લીધી. પણ એ ટોળું તો આગળને આગળજ ધસવા લાગ્યું! હિંદનાં દેવીદેવીઓ ચીનના ભૂતને શું કરી શકે? હવે તો એક વખતના એ મહાન ધીર, વીર ધુળીઆને ઝોળીમાં પડયા પડયાજ કંપવાની બિમારી લાગુ થઈ! હિમ્મત તો કીંમત અંકાવ્યા વગર કમાનમાંથી તીર છટકે એમ છટકી ગઇ! 'સોબતે અસર' એ ન્યાયે એના ધ્રૂજારાથી ડાળી અને પાંદડાં પણ ધ્રજયા. જેથી તે ઉપર બેઠેલાં પક્ષીઓ પણ ફફડી ઉઠ્યાં. એક ઘરડા કાકા પક્ષીએ ગંભીર અવાજે પડકાર કર્યો—

"આમ અર્ધી રાત્રિએ બધા સંદગૃહસ્થોની નીંદ્રામાં ખલેલ
રવાની કયા પ્રાણીએ ધ્રુષ્ટતા કરી છે?" એટલામાં તેની પત્નિ બોલી
ઠી—

"તમારે શી પડી છે? આપણાં આડોશી પાડોશી કોઇ બોલતાં
થીને તમારે પારકી પીડા શા માટે વ્હોરવી પડે?"

"બેસ બેસ હવે; બૈરાંની બુદ્ધિ પાનીએ, તું શું સમજે? જો
મે અવિચારી આત્માને આજે કંઇ ન કહીએ તો કાલે ઉઠીને આપણને
ણ હાંકી કાઢે! જોને પેલાગોરા લોક આપણા દેશમાં વહેપાર કરવાને
હાને પેઠ્યા, પણ હવે કેવા દરિઆ કિનારાના માલિક બની બેઠા છે?"
એટલામાં ડાબી બાજુએથી એક ઘુવડે ટહુકાર કર્યો—

"કાકા મહાશય! તમારૂં બધું રાજદ્વારી ડહાપણ આમ અર્ધી
ાત્રિએ ઘરના એકાંત ખૂણામાં બૈરી પાસે ઠાલવી દેશો તેમાં શો દી
ળવાનો છે? એ તો સનયાટસેન અને ચીંગકાઇશાકની જેમ મેદાને
ડો તોજ તમારૂં પાણી મપાય?" એક વનવાગલે...............

"ઓલ રાઇટ! વેટ ઇઝ રાઇટ!" નો સુમધુર ટહુકો કરી ઘુવડના
ાપણને અંગ્રેજીમાં અનુમોદન આપ્યું. ઘુળીઓ એ પંખીઓની ભાષા
ાણતો નહતો પણ અનુમાનથી સમજી ગયો હશે! પક્ષીઓનો કોલાહલ
ધવા લાગ્યો, પણ પેલું ટોળું નિકટ આવી લાગ્યું જેથી બધાં ચૂપ
થાં. જેની એક આંખ ઇશાન તરફ તો બીજી વાયવ્ય તરફ ખેંચાએલી
ને મુછો દોરડી જેવી લટકી ગએલી, તથા મસ્તક ઉપર લાંબા
ંબા ચોટલા એવાં પીળચટાં પ્રાણીઓને આપણો મનુષ્ય જાત્ય રાત્રે
 ન સમજે તો શું સમજે!

વળી "ક્યાંઉ ક્યાંઉં યુંચ્યાઉં...મ્યાંઉં!" જેવી બિલાડીશાહ ભાષાથી ગમે તેવો શુષ્ક હૃદયનો મનુષ્ય પણ ભડકી જાય! તે લોકો કબ્રસ્તાનમાં મુડદું દફન કરવા આવ્યા હતા. તે દફન કરીને ચાલ્યા ગયા; ત્યારે ધુળીઆના જીવમાં જીવ આવ્યો!

"રાત રહે જ્યાહરે પાછળી ખટગડી સાધુ પુરૂષને ન સુઈ રહેવું!"

એનો અમલ અનિચ્છાએ પણ ધુળીઆને કરવો પડયો! સવાર થતાં માંડમાંડ ઝાડ પરથી નીચે ઉતર્યો. અને ભૂખના દુઃખે લથડીઆં ખાતો આગળ વધ્યો. મુડદાની કબર પાસે જઈ પહોંચ્યો ત્યાં ફરમાસુ ચીનાઈ ખોરાક પડયો હતો તે પર હાથ લગાવ્યો પેલી વપરાઈ વપરાઈને ઘસાઈ ગએલી કહેવત પ્રમાણે તૂટી ખાટ અને ભૂખ ન જુએ ટાઢો ભાત!" ખાતાં ખાતાંજ એની ચપળ આંખો એક સિક્કા તરફ પડી કે જે સિકકો કબર ઉપર મુડદાના મસ્તકના ઉપલા ભાગે મુકયો હતો. તે ધુળીએ ઉઠાવી લીધો. સિકકો અર્ધી ગીની જેટલી કીંમતનો હતો. ધુળીઆએ અગમ બુદ્ધિ વાપરીને શહેરમાં જઈને મુડદાની ગાડી હાંકવાનો ધંધો આરંભ્યો. ચિનમાં રિવાજ હતો કે દરેક મુડદાના મોઢામાં કઈક સિકકો મુકવોજ પડે, અને મુડદાને દાટવામાં આવે ત્યારે તે સિકકો કબરપર મુકવામાં આવે. તે લોકોની માન્યતા હતી કે તે સિકકો જો કોઇ માણસ ઉઠાવી લે તો મુડદું ભુત બનીને મારી નાંખે. છતાં એ ધુળીઓ તો મુડદાંની મિલ્કતનો એકલો વારસ બન્યો હતો.

મતલબકે શેરને માથે સવાશેર ને સવાશેરને માથે દોઢશેર જેવા કેટલાએ આર્ટિસ્ટોના સહવાસમાં ધુળીઓ કેળવાવા લાગ્યો. ધંધો તો

એવો રજીસ્ટર કર્યો હતો કે જેમ વધુ માણસો મરે; તેમ ધુળીઆનો દહાડો ફરે! મુડદાંની કમાઇથી ધુળીઓ તેજીપર આવ્યો હતો. એની તિક્ષ્ણ બુધ્ધિએ અનુભવથી જાણી લીધું હતું કે "જેવો દેશ તેવો વેશ" એ તો ખરૂં પણ જે દેશમાં રહેવું તે દેશની થોડી ઘણી ભાષા શીખવાની પણ આવશ્યકતા છેજ! કાળા માથાનું માનવી શું કરે? ધુળીઓ કુલ્લે એકવીસ વરસ પરદેશમાં રખડયો તે દરમિઆન ચીન ઇટલી, ફ્રાન્સ, ઇંગ્લેંડ અમેરિકા ઇ. દેશોમાં ફરી વળ્યો હતો. ચીની, અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષા પણ સારી રીતે બોલી જાણતો હતો.

એ રોમમાં પણ બે ત્રણ વરસ રહયો હતો. ત્યાં એણે એક ઘણુંજ વિકટ કાર્ય કર્યું હતું જેનો ઉલ્લેખ અત્રે રજુ કરૂં છું. રોમમાં એક આર્ટિસ્ટ સાથે એને ગાઢો સ્નેહ હતો. કારણ કે "**જેને જેવો સંગરંગ બહુ તેવો બેસે!**" તેના મિત્રના કહેવાથી ધુળીઆએ એક લોર્ડની બીલ્ડીંગ સળગાવી દીધી હતી. તે કામમાં એ પકડાયો પણ ખરો! રોમના સખ્ત કાયદા પ્રમાણે ગુન્હો કબુલ કરાવવા સારૂ અને એક ભયંકર ભોંયરામાં કેદ કર્યો કે જયાં એની આસપાસ સેંકડો મુડદાંના હાડપીંજર ઉભાં કરેલાં હતાં. છતાં એ રીઢો આર્ટિસ્ટ ન ડર્યો! છ માસ ભોંયરામાં કેદ રહયો પણ ગુન્હો કબુલ ન કર્યો છેવટે યુકિત કરીને છુટી ગયો. આપોઆપ મેડ બની ગયો. પોલિસ તપાસ કરવા આવે ત્યારે હાડકાં ચાવે અને તેમનાપર થુંકે તથા હી...હી... કરીને વિકટ હાસ્ય કરે. જેથી અંતે ગાંડો ગણાઇ નિર્દોષ જાહેર થયો! આવાં તો એને કેટલાંએ સાહસ કર્યાં યુરોપ અને અમેરિકાની ભુમિપર કરી બતાવ્યાં હતાં.

અમેરિકાના વસવાટ પછી તેને માતૃભુમિ હિંદની સેવા કરવાનું મન થઇ આવતાં તે હિંદમાં આવ્યો. જેણે દાંત આપ્યા તે ચાવણું

આપશીજ એ એની માન્યતા હતી. અને તે યોગ્યજ હતી! એકવીસ વરસ પરદેશમાં પર્યટન કરીને એ મહાન આર્ટિસ્ટ હિંદને કિનારે ઉતર્યો; ત્યારે એક મહાન ઉમરાવ તરીકે જાહેર થયો હતો. એની એક બૈરી તથા બે છોકરાં અમેરિકામાંજ અંટવાઇ રહયાં હતાં.

### અસહકારનો જમાનો.

પરંતુ તે જ્યારે હિંદમાં આવ્યો ત્યારે અસહકારનો જુવાળ સારાએ દેશમાં પ્રસરી રહ્યો હતો ને દેશભકિત, અહિંસા ને સત્ય-નિષ્ઠાની વાતો થતી હતી; તેમાં ધુળીઆનું મન લાગ્યું ને છેવટે અસહકારીઓના ઝુંડામાં ભરાયો. હાલ તે અસહકારી તરીકે સરકારી ગુનોહ કરવા બદલ શાંતિથી જેલ નિવાસ કરી શુદ્ધ થઇ મહાન દેશ ભકત ગણાઇ લીડરમાં ખપે છે. અને સુધારકમાં ગણના થાય માટે એક માલદાર વિધવા સાથે પૂનર્લગ્ન પણ કર્યું છે.



(૧૩)

# મ્હારી માશુક !

## ડેન્જર સીગ્નલ !

લાલ વવટો ફરકાવ્યા વગર કે લાલ બત્તી બતાવ્યા વગર બેધડક કહું છું કે એ મ્હારીજ માશુક છે, હું શહેરી જીવનમાં ખુંચેલો છું; પણ એ ગ્રામ્ય જીવનમાં મોજ માણનારી હોવાથી ગામડામાં જ રહે છે. એ મ્હારાથી અળગી રહે છે છતાં એ મ્હારી માશુક છે, પોયણી ચંદ્રથી અળગી હોય છે છતાંએ તે તેની માશુક છે તેમ ૧૮૬૭ના ૨૫ માં એક્ટ પ્રમાણે મેં એને રજીસ્ટર કરાવી છે; માટે માલિકની રજા શિવાય કોઇએ એની સાથે ઇંટ્રોડયુસ કરવાની ઘેલછા ન રાખવી ! તેમજ ફોટો પાડવાની, સ્કેચ દોરવાની, સ્નેપશોટ કે રેખાચિત્ર દોરવાની કે આલેખવાની કાંતો ઉડતી મુલાકાત કે ઘસડતી મુલાકાત લેવાની મુર્ખતા ન દાખવવી. જો કે મ્હારી મશુકનો "લાઇફ એસ્યુરન્સ" જંગીનો વિમોતો મેં ઉતરાવેલો છે જ પણ તેના ભદ્રકાળી સમ ઉગ્ર સ્વભાવને લીધે તેના રાઠોડી પંજાનો સ્વાદ ચાખવાનો કોઇને શુભ પ્રસંગ સાંપડે તો માલની કજા રજાએ હું કે મારા વાલી વારસો તેનાં જોખમદાર નથી !"

જેમ સંકટ સમયે તમારી બી. બી. ની સાંકળ ખેંચવામાં કંઇ વાંધો નથી પણ વિના કારણે ખેંચનારને તો રૂ. ૫૦) મદ્રાસગરા નહિ પણ મુંબઇગરા દંડ ભરવો પડે છે; તેમ કામ વગર મારી માશુકની

મુલાકાત લેનારની પછી તે ભલે એડીટર, રિપોર્ટર, ફોટોગ્રાફર, ચિત્રકાર, લેખક, લેખીકા, સાક્ષર કે સાક્ષરિણી હો; પણ તેની દેશી ઝાડુ કે દેશી જોડાથી જ ધુળ ખખેરવામાં આવે છે. એટલું તો તમારા મસ્તકની ડાયરીના એક ખુણામાં નોંધી રાખજો કે સિંહની ગુફામાં પગ મુકવો કે સાપના દરમાં હાથ ઘાલવો જેટલો ભયંકર છે તેટલું જ બીજાઓને માટે મ્હારી માશુક સાથે શેકહેન્ડ કરવું ભયંકર છે! પહેલી મુલાકાતે મ્હારા જેવા પાપડ પહેલવાનનાં પણ એ આંગળાં ઉતરી ગએલાં ખાતરી ન થતી હોય તો રાંદેરીઆ હાડવૈદ ભીમજીભાઇનું બીલ કોઇ પણ સમયે આપ મંગાવીને વાંચી શકો છો, (રતાંધળાઓએ દિવસેજ મંગાવવું!) બસ એજ થોડું લખ્યુ ઘણું કરી વાંચજો. ભૂલચુક લેવીદેવી.

લી૦

વગર કાંડીએ આપને ચેતવનાર આપનો,

**ઓઘો.**

## એની લાયકાત.

**ભ**લે બીજા કવિઓ અને સાક્ષરો લયલા મજનું, શીરીં ફરહાદ ગુલસનોવર, સદેવત સાવળંગા, છેલબટાઉ મોહનાનાં ગુણગાન કરે, પણ મ્હારી કીટસન લાઇટ સમ માશુક આગળ એ બધાં દિવેલનાં કોડીઆં! મ્હારી નઝરથી મ્હારી માશુકને હું જોઈ શકું તેવું એમનાથી ન દેખાય! એ સોર્ટ સાઇટ કવિઓને સાક્ષરોની શક્તિ જ શું છે કે તે મ્હારી માશુકના વખાણ કરી શકે? જેમ કીડીની શક્તિ નથી કે કુંજરનો મુકાબલો કરે ચકલીની તાકાત નથી કે ગરૂડ સામે આંખ ઉંચી કરી શકે, ચામાચીડીયાની હેસીયત નથી કે સુર્ય સામે

બાળી શકે ! એ તો આ ઓઘડશંકરનીજ શક્તિ છે કે જે મેડીન "બાવળીઆ"ની એક ડઝન પેન્શીલો ઘસીને માશુકપુરાણ પૂર્ણ કરી શકે છે. હું એના શું ગુણગાન કરૂં ? બસ મ્હારૂં પેટ શૃંગાર રસની ભરતીથી ફુટબોલ જેવું બની જાય છે.

પ્રથમ તો એજ કે આજકાલના માઇકાંગલા યુવાનો જરાક "લાલ લુગડું" નિહાળ્યુ કે વાયવ્ય ખુણા તરફ ડોળા ફેરવે છે જાણે જનમતાંજ બાડીયા ન હોય ! પણ મને અભિમાન થાય છે કે મ્હારા સિવાય કોઈ પણ યુવાને એ મ્હારી માશુક તરફ આંખ ઠેરવવાની પણ હિંમત નહિ દર્શાવી હોય, એબીસીનીયન સુંદરીઓને પણ શરમાવે એવો એનો કૃષ્ણવર્ણી રંગ. જે રંગે ગોપિકાઓને ઘેલી કરી હતી, જે રંગે લેલા પાછળ કૈસને મજનું (પાગલ) કર્યો હતો, તેજ રંગે હું આકર્ષાયો. હું વધુ શું લખૂં ? એ મ્હારી માશુકના મેલને આજકાલના ફેશનવાળા લોકો કોબરાબુટ પોલીશની ઉપમા આપી રહ્યા છે ! એથી વધુ ઐતિહાસિક કે ભૌગોલિક પુરાવા શું આપી શકું ? ઓલ્યા પ્રેમાનંદે તો લખ્યુ છે કે "દયમંતીની ઝંઘા દેખી કેળ પણ શરમાએ," પણ પણ શું ? મ્હારી માશુકની ઝંઘા (મારી માશુક કોઇ દુબળી, કોલણ, વાઘરણ કે ઘોબણ નથી કે કચ્છો મારવાથી તેની ઝાંઘ અહરનિશ દેખાયા કરે. છતાં ધારો કે દેખાઇ આવે તો ) દેખીને બાવળીઆનાં ઠુંઠા ભઠ્ઠીમાં બળી મરવાનું પસંદ કરે !

"દમયંતીનો ચોટલો નિરખીને શેશ નાગ પાતાળે પેઠો" પણ મ્હારી માશુકના વાળ નિહાળીને સુગળીઓએ શરમને લીધે માળા બાંધવાનું પણ મુકી દીધું. બીજા કવિઓ રૂપસુંદરીઓની દંત પંક્તિઓને સાચ્ચાં મોતી કે દાડમના દાણા સાથે સરખાવી પોતાની અલંકારિક

ભાષાનું અજ્ઞાનપણું જાહેર કરે છે; પણ મ્હારી માશુકના દાંત પીપરમીટની ધોળી ટીકડી જેવા, તો હોઠ દુણાઇ ગએલાં મુલાબ-જાંબુ જેવા, ઉંઘમાંથી ઉઠી આંખ્યો ચોળતાં પણ ચોકકસ કહી શકાય.

એલ્યા કવિઓ સુંદરીઓના પગોને નાજુક અને કાચની પુતળીઓ જેવા તકલીદી વર્ણવે છે; પણ મ્હારી માશુકના ધરમપુરની ઇલેકટ્રીક લાઇટના થાંભલા જેવા(ધરમપુરમાં સાગટાનો ઉપયોગ થાંભલા તરીકે થાય છે.) હેડંબા સઇ પગો નીચે ભાદરવા મહીનામાં ખેતરે ભાત દેવા જતાં ડઝનબંધી દેડકાંઓ કચરાઇ જતા હશે! બિલાડાં કુતરાં તો અડફટમા આવી અપંગ થઇ જાય છે. મારી માશુકની એકજ લાત એક સામટાં બે ગધેડાંની લાત કરતાં વિશેષ અસરકારક નિવડે: આંખોનું વર્ણન કરવાની મ્હારામાં શકિત નથી કારણ કે તે બબગોળા જેવી ભયંકર ભાસે છે.

હવે રહયું પેટ. તે ન તો પોયણ જેવું છે કે ન તો કમળ જેવું છે, છે તો તે કલાઇગરાની ધમણ જેવું છે! દશ જુવારના રોટલા કે પાંચશેર ખીચડું એ એક ટંકે આરોગી શકે છે! એક વખતે ગોકળઆઠમનો મેળો જોવા હું મ્હારી માશુકને લઇને સુરત ગયો હતો. ભુખ લાગતાં એક વીશીની મુલાકાત લીધી. વીશીના મેનેજરને ચાર્જનું પુછતાં તેણે જણાવ્યું કે,

"એક માણસના ટંકે છ આના લેવામાં આવે છે." એ મેલાઘેલા મેનેજર શિવાભટ્ટના શ્રીમુખે છ આનાનો શબ્દ શ્રવણ કરતાંજ મેં તે પટશુંને રૂપીઓ કાઢી આપ્યો ને બે પાટલા ગોઠવવાનું ફરમાવ્યું. ખાવલી પાઘડી ફેંકતા શિવાભટ્ટ ફફડયા,

"પહેલાંથી પૈહા આપવાની હી જરૂર હતી?"

"પછીથી ખરડેલા હાથ ખિસ્સામાં નાખવા કરતાં અત્યારે ચોકખા હાથે પૈસા કાઢી આપવા તે વધારે સારૂં; પણ શિવાભટ્ટ, છ આનામાં પેટપુર ખોરાક તો આપો છો ને? જો કંઇ વાંધો હોય તો વધુ માગી લેજો."

"ના રે ના, તમારે જમવું હોય એટલું જમી હકો છો! અમે પણ હુરતી ભાયડા છીએ, અમદાવાદી ગોગા ન હમજશો!"

પટલા નંખાયા; ભોજનની થાળીઓ આવી. આપણે તો ગૃહસ્થમાં ખપવા સારૂ નવટાંક ભાત ½ વાડકો દાળ અને બે ફુલકાં ખાઇ ઉઠી ગયા. પણ......મ્હારી બાજુમાં બેઠેલી મ્હારી પહાડ જેવી માશુકે તો મ.રા કેટલાએ ઇશારા હોવા છતાં વીશીવાળાનો ઘાણ કાઢયો. ચારશેર પાંચશેર ભાત ઝાપટયો ને ૩૦-૪૦રોટલી ઠોકી નાખી, ત્યારે વીશીવાળાને ટાઢીઓ તાવ ચઢયો હોય તેમ ધ્રુજતો લવારો કરવા લાગ્યો,

"મ્હારા સાહેબ, કોઇ ગરીબનું ઘર મારવાનોજ વિચાર આપનાં ઘરવાળાંએ કર્યો છે કે શું?"મેં કાનમાં કહયું:—

"શ્રીમતી, ચાલો બહુ થયુ?" શ્રીમતી તો દાળનો ખરડાએલો હાથ ઝાટકીને બોલ્યા......"

"થાય છે, થાય છે, કંઇ નાસીબાસી જાય છે? થોભી જાઓ જરા એક બે રોટલી ખાઈ લઉં?" એમના હાથના છાંટા મ્હારા ખમીસપર અને શિવાભટ્ટના ડાચાપર પડયા. હુ તો ગમે તેવું તોએ "આપાણું માણહ" એમ સમજીને શાંત રહ્યો પણ શિવાભટ્ટ તપ્યા.

"મ્હારૂં હાળું આતે બૈરૂં કહેવાય કે જાફરાબાદી ભેંહડું!' બસ એટલુંજ બોલતામાં તો મ્હારી માશુકે ખરડાએલા હાથની એકજ લપડાક મારીને શિવાભટ્ટને મદારીના નાથીઆ ડાસાની

જેમ ગુલાટ ખાતા કરી દીધા. તેમણે "પોલિસ! પોલિસ!"નો પોકાર કર્યો. પોલિસ આવી, નહિ પણ આવ્યો કારણ કે તે નરજાતી છે. વસ્તુ સ્થિતિ સમજતાં પહેલાંજ મેં દાદાના હાથમાં એક મુંબઇગરો સરકાવી દીધો એટલે પરીણામે શિવાભટ્ટને જ ઠપકો મળ્યો, અને મ્હારી માશુક તો શિવાભટ્ટને પહેરણેજ હાથ લુછીને મારો હાથ પકડી બ્હાર ચાલતી થઇ. શિવાભટ્ટ અને બીજા પ્રેક્ષકો તો ડોળા ફાડીને જોતાજ રહ્યા કે "આતે બૈરી કે બલા?"

એક પ્રચંડ માતા પોતાના માયકાંગલા બાળકને જાણે નિશાળે ધસડી જતી હોય તે ઢબે મ્હારી માશુક મને તાકીદે સ્ટેશને તાણી લાવી. કારણ કે શહેરનું વાતાવરણ, આબો હવા અને ખોરાક એને પસંદ ન પડયો! બે ટીકીટ લઇ અમે ગાડીમાં બેસવા ગયાં પણ મ્હારી માશુકનું ઘનફળ વિશેષ હોવાથી બારણામાં પ્રવેશ ન થઇ શકવાથી અમારી સ્વારી ગુડસટ્રેન યાને ભારખાનાના ઢોરોને પુરવાના ડબામાં સીધાવી! મ્હારી માશુકની આટલી લાયકાત જણાવી હવે આગળ ચાલીએ.

## હું એને શા માટે ચાહું છું?

જેનાથી આખી દુનીયા કંટાળી જાય તેને હું કેમ ચાહું છું? એ પણ એક કોયડો છે! આજથી થોડા વર્ષ ઉપર હું મ્હારા મામાને ગામ પોંક ખાવા ગયો હતો. ખેતરેથી પોંક ખાઇને પાછો વળતાં એક તળાવની પાળ ઉપર ઉભો હતો. એવામા એક સાંઢ દોડતો આવ્યો હું બ્હીને તળાવમાં પડયો. તળાવ ઉંડુ હતું, તરતાં આવડતું નહતું જેથી અંદર પડયો હોત તો રામશરણ થાત. પણ તળાવમાં સ્નાન કરતી એક ગ્રામ્ય સુંદરીએ મને એક નાના બાળકની જેમ હાથમાં

ઉઠાવી લીધો. મેં ભયને લીધે આંખ મીંચી રાખી હતી. પછી ઉઘાડી ત્યારે તે મ્હારી ઉપકારક દેવી મને પાળ પર સુવાડીને અટ્ટહાસ્ય કરતી હતી. બસ તેજ દિવસથી તે પ્રચંડ મુર્તિ મ્હારા કૃષ અંગમા સમાઇ ગઇ.

કામદેવનું કામઠું એવું છે કે ગમે તે સમયે અને ગમે તે સ્થળે ઉમર કે સંજોગમાં બાધ વગર વાગી જાય છે. પુષ્પધનવાના શર સંધાનના અનુભવિઓ જ આ વાત સમજી શકે ! હા ! તે સમયથી જ હું તેના મોહમાં મલમલ નહિ પણ 'વાયલ' બન્યો. એવી કફોડી સ્થિતિમાં નોકરી પર જવાનું થયું. મેં ત્યાંથી બીજા પામર પ્રેમીઓ પ્રેમ પત્રિકાઓ પાઠવે છે તેવી પ્રેમ પત્રિકા પાઠવવાની "એકજ ભુલ" કરી; પણ તે ભૂલથી જ મ્હારૂં જીવન સુધર્યું. મેં તે પત્રમાં લખ્યું હતું તે વાંચો:—" મ્હારી વિશાળ કાય પ્રચંડ માશુક ! મ્હારી જીગરના ટુકડા (જોકે મ્હારૂં જીગર તેના જીગરથી ચારગણું નાનું હશે પછી ટુકડો શી રીતે લખાય ? પણ એવો રિવાજ પડી ગયો છે જેથી લખી નાખ્યું ) મ્હારા ચિતડાના ચોર ( જો કે તે ધારે તો જોર જુલમથી પણ દિલ લઇ શકે ! તેને ચોરવાની જરાએ જરૂર નથી છતાં પ્રથા પડી છે તેથી લખ્યું ) મ્હારા દિલરૂપી જંગલના મોર ( જો કે સ્ત્રી જાતીને ઢેલની ઉપમા આપવી જોઇએ. પણ ઢેલ મોર કરતાં કદરૂપી હોવાથી અહીં મોરની ઉપમા આપી છે. ) તેં મને બચાવ્યો ત્યારથી મારૂં જીવન તારા હાથમાં છે.

લી૦ ત્હારો જન્મભર કેદી થવાનો ઉમેદવાર

ઓઘડશંકર "

( હિન્દુ ટીમનો બોલર નહિ ! )

મેં પાછળથી સાંભળ્યું કે મ્હારી માશુક કાળી કુટી મારનાર હોવાથી મ્હારા કાગળને વાંચવા વગર ફાડી નાંખીને ફેંકી દેવાને બદલે ગુસ્સામાંને ગુસ્સામાં ગળી ગઇ! બસ આથી મેં જાણ્યું કે એ મને ચાહે છે. જેમ પોતાના પેટમાં મ્હારા કાગળને સ્થાન આપ્યું તેમ જીગરમાં મને સ્થાન મળશેજ! અહાહાહા! જેના પ્રચંડ પગો પૃથ્વી પર પડતા, ત્યારે તેના ચાંદીનાં મોટાં કડલાંના અવાઝથી ધરણી ધ્રુજી ઉઠતી. જેના અટ્ટહાસ્યથી દિવસે કાકપક્ષી ને રાત્રે ઘુવડ પણ ભડકીને ઉડી જતા; એવી માશુક મને મળી એ મ્હારૂં કેવું અહોભાગ્ય?

જ્યારે શહેરમાં મોઢાના અને કાગળના વસંતોત્સ ઉજવાતા હોય છે; ત્યારે ગામડામાં ઘણે દુર આંબલીયામાં કોકિલ કોકિલાઓ ટુહુકતા! તલાવડીમાં એક કિનારે કમળ દાંડાઓમાં રમી રહેલા સારસ સારસીનાં જોડલાંઓ લાંબી ડોક કરી અંદર કંઇક ગુસપુસ કરતાં, રાજહંસ અને જલકુકડીઓ આનંદથી જળક્રીડા કરતાં ઉકરડામાં ગંધર્વરાજ, અરે! નહિ ભુલ્યો! ગર્ધવરાજ આળોટતાં આળોટતાં સંગીતના આલાપ કરી વાતાવરણને ગજાવતા તેવા આનંદજનક પ્રસંગે હું અને મ્હારી માશુક વસંત ઉજવવા વડલાની જાડી ડાળીએ જાડું દોરડું બાંધી હીંચકા ખાતાં. હીંચકા ફક્ત તે ખાતી હું નહિ. આપણે તો હીંચકા નાખના. એ વડ આગળ થઇને એક સડક શહેર તરફ જતી હતી. એક વખતે તે હીંચકા ખાતી હતી એવામાં કોઇ કોલર, નેકટાઇ ને હેટવાળો યુવાન ખભે કેમેરો લટકાવીને ગ્રામ્ય સીનના ફોટા લેવા સાઇકલ ઉપર સડસડાટ જઇ રહ્યો હતો. **એવામાં હીંચકાનો આંચકો લાગવાથી ડાળી તુટી અને ધ......બ શું ને તે**

પડી બિલા યુવાન પર! તે બિચારો બેવડ વળી ગયો. સાઇકલનું આગલું વીલ પણ જુદું થઇ ગયું. મ્હારી કેટલીક વીનવણીથી તેને ખભે ઉંચકાવીને ત્રણ કોસ દુર કસ્બામાં હોસ્પીટલ હતી ત્યાં નંખાવી આવ્યો.

વડલાની ડાળે ઘણી વેળા અમે શૃંગારિક સંવાદ કરતાં; ત્યારે તલાવડીનાં મેડુકો મ્હારી માશુકના મધુર શબ્દોની હરિફાઇ કરવાને બ્હાર ડોકા કાઢતા પણ બોલવાની હીંમત ન ચાલતી! આવી એ મ્હારી માશુક અનેક રીતે પ્રબળા હતી; છતાં એ અબળા કહેવાય તેથી જ આંધળાની લાકડીની જેમ મ્હારી મદદની એને જરૂર હતી. તેથી મ્હારી સાથે ગાંધર્વ લગ્નથી જોડાવાની એને ફરજ પડી! લોકો તો એમ કહેતા હતા કેઃ—

“આ ઓઘાને (ઓઘડશંકરનું સંક્ષિપ્ત રૂપ) કોઇ કન્યા દેવાનું નથી.” તે વિરોધીઓના મોઢા પર હવે મુઠ્ઠી મુઠ્ઠી ધુળ પડી! થોડા દિવસો પછી મેં સાંભળ્યું હતું કે એને તો “સ્વયંવર” કરવાનો વિચાર રામાયણની કથામાં સીતા સ્વયવરનો પ્રસંગ સાંભળ્યો હતો, ત્યારથી થયો હતો, તેની સખીઓ એનો ઉપહાસ કરતાં કહેતી કેઃ—

“તારા જેવી ભેંસને તે કોણ પાલવે?” અંતે નકટીનો વર જોગી હું મળી આવ્યો. અમારૂં જુગતનું જોડું નિરખીને અમારા વિરોધીઓએ પણ આશિર્વાદ આપ્યા કે;

“પ્રભુ. આ જુગતના જોડાને કાગડા જેવું આયુષ્ય અર્પે!” ઘણાએ ચિત્રકારો અને ફોટોગ્રાફરો અમારે ઘરે અથડાઇ ગયા, પણ એણે બધાને ધમકાવીને પાછા કાઢ્યા!

## અમારૂં ગાડું કેમ ગબડે છે?

એનું વીસ વરસનું ઝુકી રહેલું જોબનીયું પયોધરદ્વારા બહાર પડવાનો પ્રયત્ન કરતું, પણ ટાટ જેવી જાડી ખાદીની તંગ ચોળીથી તેને મજબુત બાંધી રાખ્યું હતું. એ જરાએ ભણી ન હતી. મેં એને પુછ્યું "તું ભણી કેમ નહિ?"

"શું બીજા પુરૂષોને ચિઠ્ઠીઓ લખવા ભણવું?" એણે જવાબ આપ્યો.

હું એની આગળ સ્ત્રી કેળવણીની હિમાયત કરવાને લાંબુ લેક્ચર તો કરૂં પણ એ સમજે નહિ ને વખતે ગુસ્સો ભરાય તો પછી...ચાલો હવે આગળ બોલવામાં કંઇ માલ નથી. કારણ કે સ્ત્રીઓના તમાચા એ તો બહાદુરીનાં સર્ટિફિકેટ કહેવાય! ઘરમાં દરરોજ શોખથી પાંચ દશ તમાચા ખાઇ લઇએ તો માર ખાવાની પ્રેક્ટીસથી ગાલ મજબુત થતાં, બહાર ગમે તેવા પહેલવાનનો પણ મુકાબલો કરવાને શક્તિવાન થઇએ! પુરૂષોએ મજબુત થવાની હાલ જરૂર છે. પેપરો બૂમો પાડીને કહે છે કે "આજના યુવાનો શક્તિહીન છે." શાળાઓમાં પણ બાળકોને શારીરિક કેળવણી આપવાના મજબુત પ્રયત્નો થાય છે. જો સંસારીઓના અખાડામાં જઇ ફીઝીકલ કલચરની તાલીમ લેવાનો અવકાશ ન મળતો હોય; તો હું મ્હારી ગી...ના ઠોંસા શોખથી ખાઇ લઉં છું. તેમ સત્વર દરેકે કરવું! પહેલવાન બનવાનો આ એકજ ઘરગતુ ઇલાજ છે. એમ કર્યા વગર અબળાઓનું રક્ષણ કરવાને તમે બહાર મેદાનમાં પડી શકશોજ નહિ!

હું વરસના નવ મહીના તો નોકરીને અંગે શહેરમાં રહું છું પણ ત્રણ મહીનાની રજાઓ ગામડામાં એ મારી જગતની નજરે

ક્વિનાઇન જેવી પણ મારી નજરે મધ જેવી મીઠી માશુકના–હવે તો મીસીસના સહવાસમાં ગાળું છું ! વેકેશનમાં હું ઘેર જાઉં ત્યારે એને માટે દસ બાર ડઝન કેળાં, એકાદ મણ જમરૂખ, પીપરમીટના બે ચા ડબા વગેરે લઇ જાઉં છું; ત્યારે એ મ્હને 'હેતપૂર્વક આલીંગન દેર છે. તેનું વર્ણન કરવાની મારામાં હવે શક્તિ નથી. એક વખતે હર્ષાવેશમાં એણે આલીંગન દીધું હતું ત્યારથી મ્હારૂં ડાબી બાજુનું અગીઆરમું પાંસળું વાંકુ વળી ગયું છે ! એ બન્યું તો ઠીક પણ—

**"ખેતર ભલું ચોવાડ અને બાયડી ભલી કોબાડ."**

એ પ્રમાનંદની કિંવદંતિ આપણુને તો સોળેસોળ આના ખરી લાગે છે. એના ઘડેલા બળદને ખવરાવવાના ખોળ જેવા જાડા રોટલા મારાથી બરાબરા ચવાતા નથી; પણ પ્રેમથી પીરસેલા જાડા રોટલા જેર જુલમના પકવાન કરતા સોગણા શ્રેષ્ઠ માની આંખો મીચીને ગળી જાઉં છું. શાકમાં ખાંડ, ચાહમાં મીઠું, દાલમાં ડુંગળાનાં છોડાં એવો વિનિમય તો ઘણી વખત થઈ જતો, છતાંએ હું શાંતિથી જમી લેતો. બીજાઓના ઘરની જેમ અમારે ત્યાં કોઇ દિવસ જરાએ કકળાટ થાય નહિ. "ઘરેઘર કાદવના ચૂલા." એ કહેવત અમારે ત્યાં ખોટી પડે છે, અને વળી હવે તો "ઘરેઘર પ્રાયમસના ચૂલા" થયા છે !

એ સુવદન સુંદરી મને અનેક રીતે મદદરૂપ થઇ પડતી· એક મધ્ય રાત્રે ઘરમાં ચોરો ઘુસ્યા. એ પથારીમાંથી ઉઠી મને કાનમાં કહી ઢંઢોલવા લાગી.

"ઉઠો ! ઉઠો ! ઘરમાં ચોર ભરાયા છે." શિઆળાની રાત હતી તેથી આપણે તો ગોદડું મોઢે–માથે ઓઢીને જવાબ આપ્યો,

"આપણા ઘરમાંજ ત્હારા પ્રતાપે હાલ્લાં કુસ્તી કરે છેતે। ચોર શું લઈ જવા પામશે ?"

"પણ એ લોકોને ચોરીની આદત ભૂલાવવી જોઇએ!" એમ કહીને મીસીસે તો બીજા ઓરડામાં જઇ પટારામાં શોધ કરતા ચોરોના ઓંચા પકડી ખુબ વીંઝયા તેમણે ઘણાએ કાલાવાલા કર્યા,

"માતા અમારા પર દયા કરો; હવેથી કોઇના ઘરમાં નહિ ઘુસીએ" એવી પ્રતિજ્ઞા ભોંય પર નાખ ઘસીને કરી; ત્યારે તેમના ખીસ્સામાં પોણાબે રૂપીઆનું પરચુરણ હતું તે પોતાને સ્વાધીન કરીને છોડી મુક્યા. તેજ દિવસથી હું એની શુરવીરતા પર આફ્રીન થયો છું ! એનું બળ અને મ્હારી કળ એ બેની સહાયતાથી અમે સંસાર સંકટ હાંકે રાખતા.

## ઉપદેશનું ફળ!

હું એનાથી બધી વાતે સુખી હતો, પણ એના ખોરાકથી કંટાળી ગયો હતો. બાર બૈરીઓ જેટલું એ દરરોજ ખાતી ! એક તો હું નોકરીઆત માણસ જાતે લાંબો પણ પગાર ટુંકો તે આટલો બધો ખોરાક શી રીતે પુરો પાડી શકું ? મેં ઇતિહાસોમાં વાંચ્યું છે કે પહેલાના રાજા અને બાદશાહોને અનેક રાણીઓ કે બેગમો હતી પણ જો તે બધી મ્હારી......(ઘડીએ ઘડીએ નામ લેતાં શરમાઇ જાઉંચ!) જેવી હોત, તો તેમને રાજગાદીઓ પણ ગીરો મુકવી પડત !

અંતે એક દિવસે મેં આનંદની વાતચીતમાં તેને શીખામણ દેવાનો પ્રયત્ન કર્યો.

"જોને તું દરરોજ આટલું બધું ખાય છે. જેથી આપણને આટલી બધી આપદા વેઠવી પડે છે, તો હવે દરરોજ જરા જરા ઓછું ખાવાની આદત પાડે તો કેવું સારૂં ?

"તમારા જેવા હલકા મનના મનીષ સાથે મ્હારો ક્યાં પાલો પડયો ? ખાવાની વાતમાં પણ અદેખાઇ !" તપી ગયાં,

"દેવી એમાં ગુસ્સે થવા જેવું કંઇ નથી."

"એટલે શું તમારે લીધે અપવાસ કરૂં ? ઓછું ખાય મ્હારી બલા રાત !" એમ કહીને પાસું મારીને એતો રિસાવી ગઇ ને હું તો

"કરમ કર મેરે હાલ પર અય પ્રિયા,
તેરા કોઇ અપરાધ મેંને નહિં કિયા."

–નું ગાયન ગણગણતો ધબ્બાકધુને પલંગ પરથી ભોંય પર પડયો ત્યાં તો મ્હારા કીકલાની બા બોલી પડયાં–

"તમે તો આખો જન્મારોજ આવા બોઘા રહ્યા ! નાનાં છોકરાની જેમ ખાટલામાંથી પડી ગયા ને વળી કઇ પ્રિયાને પોકારો છો?"

"સ્વપ્નામાં જેનું પાસું વાગ્યું તેની......?

"એ તમારી સ્વપ્નાની દેવીની દયા પછી માંગજો! આ કીકાને રમાડો એટલે હું જરા ચા બનાવી નાખું. પછી હું કચરો પુંજો વાળી લઉંને તમે બજારમાંથી બટાકા લઇ આવીને છોલી નાંખો.

વાંચક બિરાદર ! તે સ્વપ્ન સુંદરીના કડવા તોએ મીઠા સંસારના લ્હાવા અપુર્ણ રહેતાં. હું રોજના રઘસીઆ ગાડામાં જોડાયો ! આજે પણ પુનઃ એજ વિચાર ઘોળાયા કરે છે કે જો એ સ્વપ્નાની માશુક જીવંત હોય તો આપણા ભાગ્ય ફરી જાય !



## (૧૪)

# પકવાન પરિષદ

અમારા ગામમાં ભોળાશંકર-ભટ ઘણાજ નામધારી મનુષ્ય હતા. વણીના દાંડા જેવા ટાંટીઆ, ગાગર જેવું પેટ અને ગાગર પર ઢાંકેલા લોટા જેવું નાનું મસ્તક નિહાળી દરેક માણુસ એમના તરફ માનની નજરે જોતો. અઠવાડિઆમાં એકાદ દિવસ માંડ માંડ સ્વગૃહે ભોજન કરતા બાકીના દિવસોમાં યજમાનોના દુરભાગ્યે હો કે સદ્‌ભાગ્યે હો પણુ પેટની પુંજા થઇ જતી. પારકે ઘેર મિષ્ટાન ઉડાવવાની જાહેર ખબર પ્રગટ થતી કે જમણુના મુકરર વખત પહેલાં ત્રણુ દીવસ અથવા બોતેર એટલે કે ચોવીસ પહોર અથવા એકસો એંસી ઘડી સુધી લાંઘણુ ખેંચતા. એવા એ સત્યાગ્રહી વીર યોદ્ધા હતા. પીતાંબર પહેરીને ભુખના દુઃખે લથડીયાં ખાતાં મુકરર ટાઇમ પહેલાં સાડા ત્રણુ કલાક અગાઉ જઇને જમવાની જગ્યાએ અડ્ડો જમાવતા. ને વારે વારે ઉચ્ચારતા કે:—

"અલ્યા મગના! અલ્યા છગના! ઉતાવળ કરોની હવારની હાંજ પડી તોય તમારૂં કંઇ ઠેકાણું નથી?" જો કે સાંજ પડવાને ઘણી વાર હોય છતાં ઉતાવળીઆ સ્વભાવને લીધે હો કે પેટમાં કુરકુરીઆં બોલતાં હોય તેથી હો પણુ આમ વારે ઘડીએ એમનો બકવાટ ચાલુજ રહેતો. સાંજ વહેલી પાડવા સારૂ સુરજને પણુ ગાળો ભાંડતા, તો પછી મોડા આવનાર નાતીલાઓને તો બાકીજ શેના રાખે? બધા એમના બોલવાને હશી કાઢતા પણુ 'એક મરણીઓ સોને ભારે પડે તેમ" ભોળાભટ કોઇથી ગાજ્યાં ન જાય.

એક દિવસ એક ધનવાન યજમાનને ત્યાં વિવિધ પકવાનોનું જમણ તથા ઉપરથી દક્ષણામાં એક રૂપીઓ મળવાનો ઢંઢેરો શહેરમાં પીટાયો હતો જેથી ભોળાભટ તો જાણે સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું હોય એમ ખુશી થતા હતા નિયમ અનુસાર ત્રણ દિવસ અન્ન ત્યાગ કરીને ભોજન સમયે સહુથી પહેલાં આવીને પાટલા પર બેઠા! લાઇન કલીઅર થતાં વિવિધ વાનીઓ પીરસાતી ગઇ તેમ તેમ ચાલીસ હોર્સ પાવરનું એંજીન ઉપડયું! પેટમાં જાય પોણા બે ડઝનનો લાડુનો લોટ, છતાં બાકી રહે કંઇ ખોટ. એવા એમના મહાન ઉદરને પ્રતાપે યજમાનના ઘરમાં થતી ભરતી ઓટ; પણ આજે તો પકવાનના ઢગે ઢગ આંખો આગળ દેખાતા. જેથી ભોળાભટ તો ચોમાસાના ડાંસ પ્રમાણે ચોંટયા તે ચોંટયાંજ. અન્ન પરાયું હતું પણ પેટ તો પોતાનુંજ હતું; એટલે એ કદાચ ફાટી જાય તો પણ કયાં પૈસા ભરવાના હતા? છેવટે આખી નાત જમીને પરવારી ગઈ; ત્યારે ભોળા ભટે કચવાતે મને ઉઠવાની ઇચ્છા જાહેર કરી. આખરે ઉઠયા ખરા, પણ બે યુવાનોની મદદથી એટલે કે નાતીલાઓના એંજીન ડ્રાઇવર બનીને આવેલા ભોળા કાકા ગાર્ડ બનીને ચાલ્યા તો ખરા પણ દારૂડીઆની જેમ લથડીઆ ખાતાં.

ઘેર જઇ પથારી કર્યા વગરજ ચટાઈ પર પડયા અને ઘોરવા લાગ્યા ઉંઘમાએ ડાબો હાથ તો પેટની પ્રદક્ષિણા કરવા પ્રયત્ન કરતો પણ બિચારો ટુંકો હાથ દારૂના પીપ જેવા મોટા પેટપર શી રીતે પહેરો ભરી શકે? કરોડ તણી જતી ત્યારે ભોળાભટ પાસું બદલવાની પેરવી કરતા; પણ પેટ તો મેરૂ પર્વતની જેમ અચળ રહેતું. આખરે પેટમાં ચોમાંસાની ઋતુ બેસી હો કે ગમે તે કારણથી ગાજવીજનું તોફાન ને ખડભડાટ ચાલુ થયો. પેટના પોલાણમાં આમ

એકાએક બળવો જાગવાથી જીવ કહેતાં આત્મા ગભરાયો તે ઘડીકમાં મગજના માલ ઉપર ચઢી જતો તો ઘડીકમાં રસોડામાં છુપાઇ જતો.

જઠરના કિલ્લામાં ઘેરાયલું લાડુ, ભજીયાં, બરફી, પેંડા, જલેબી, કોપરાપાક, અમૃતપાક, ઘેબર, ખારીપુરી મેસુર, મગજ, ખારીપુરી, મોળીપુરી, દહીતરા ૪૦ પકવાન પલ્ટણના અઢારે વર્ણના સોલ્જરોનું વર્ણશંકર લશ્કર કિલ્લાની દિવાલને ભેદીને બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યું. કિલ્લાનો દરવાજો બંધ હોવાથી બહાર નીકળવાની પડાપડીમાં અંદર અંદર મારા મારી ચાલુ થઇ. પેલો બીકણ પ્રાણી કિંવા જીવડો તો હૃદયના રસોડામાંથી પણ નાઠો તે નાઠો. છેવટે આંતરડામાં ગુચવાઈ ગયો હતો તે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો.:—

"પૂજ્ય મહાશયો! આપ શા માટે અંદર અંદર લડી મરો છો? પોતે તો દુઃખી થાઓ છે ને મારા જેવા ગરીબડાને પણ શા માટે હેરાન કરો છો? શાંતિથી કાર્ય કરશો તો ફતેહ પામશો. સંપથી સ્વરાજ પ્રાપ્ત કરશો. હું મોટોને તું મોટોની લડાઇમાં બધાનો નાશ થશે." પુરાણા પ્રાણીઓનો અવાજ ઓળખીને લશ્કર પૈકીનો લાડુ નામનો સેનાપતી બોલી ઉઠયો,

"સજ્જનો અને સન્નારીઓ! આ પ્રાણીઓ કહે છે તે યથાયોગ્ય છે. આપણી પંચ સમક્ષ બધા પોતપોતાની ફરીઆદ ઘટતા શબ્દોમાં રજુ કરો તો શું ખોટું?" બધાંએ આ વાત માન્ય રાખી. જેથી પેટના મંડપમાં વગર પ્રમુખેજ પરિષદનું કાર્ય આરંભાયું.

પ્રથમ વકતા તરીકે લાડુ મહારાજ ઉભા થાયા અને બોલ્યા "વિવિધ જાતીય, વિવિધ સ્વાદિય, ને વિવધ ઘાટીય બંધુઓને ભગિનીઓ! હુ ગોળ, ઘી ને ખાંડની ત્રિપુટીમાંથી બનેલો ગોળો આ અવનિમાંથી અસ્ત થાઉં તો ભૂદેવોના તો ભોગજ લાગે! પણ એ ભૂદેવોને લીધેજ

મ્હારી કીર્તી ટકી રહી છે; જેથી હું તેમ કરી શકતો નથી. વળી મ્હારી દાદીમા પૃથ્વી કે જે મ્હારા જેવાં ગોળમટોળ છે; તે રોજ મને શીખામણ આપે છે કે બેટા કોઇને હેરાન કરતો નહિ. તેથીજ હું શાંત રહીને જેના તેના પેટમાં ગબડી જાઉં છું. બાકી જો હું ગુસ્સે થાઉં તો ભરતપુરના કિલ્લાને તો ક્ષણવારમાં જમીન દોસ્ત કરી નાખું ! પણ હવે મ્હારા નિકટના સ્નેહી ભજીઆં ભાઇને કંઇક બોલવાનું હોવાથી હું આટલેથીજ અટકું છું.

બીજા વકતા તરીકે ભજીયું ઉભું થયું અને નાકનું ટીચકું ઉંચું ચઢાવીને બોલ્યું "મ્હારા મીઠા, ખરા, ખાટા, ને તિખા મિત્રો અને મિત્રાણીઓ ! હું સુરતી સહેલાણીઓનો સગો ભાઈ ને આખી દુનિઆની જીભનો જમાઇ ! લાંચ કે ચણાનો આટો તથા ધાણા, મરચાનો મસાલો અને બટાકા, કાંદા કે શકરીઆં ઇત્યાદીનાં શંભુ મેળાથી તેલની કકળતી કળાઇમાં તળાઇને બહાર પડેલ ભજીયું કે જે નબળા પોચાને તો ખાંસી ખવરાવી ખવરાવીને ઉશડી દઉં ધજીયું ! જેમ લશ્કરની આગળ વાવટાની જરૂર પડે છે તેમ પકવાનોમાં પ્રથમ પદે મ્હારીજ માંગણી થાય છે. હવે બીજાઓને બોલવાનું હોવાથી હું વગર રજાએ બેસી જઇશ."

ત્રીજા વકતા તરિકે પેંડાજીએ પોકાર કર્યો " બંધુ વ ભંગિની ! મેરા સ્થાન મથુરાજીમેં હે ઔર મેરી છોટી બહન બરફીબાઇ સુરત કે બાસી હેં વોહ બળી સરમાલ સુંદરી હે ઇસલીયે મેં અકેલાહી સબ બાતેં પ્રકાશિત કરૂંગા. દુધકો જલા જલાકે બનાયા હુવા માવા; વો લગે હમારા બાવા જિસમેં શકર ડાલનેસે મેં ઉત્પન્ન હુવા ઔર શકરકે ઉપરાંત દુસરે મેવે સંયુકત કરનેસે મેંરી બહન બરફી ભઇ.

હમારી હસ્તીસે મસ્તકકી બિમારી દૂર હઠતી હે. ઐ.ર જહાં હમારા કદમ હોતાહે. વહાં ન કોઇ ગમ હોતા હય. મગર ઝીયાદાહ ખાનેસે ઝુકામ હોતાહે. બસ અબ હમારા લેકચર બંધ હોતાહે.”

ચોથા વકતા બકતા થયા કે “ભાઇઓ ને સુનો ! હું જાતે, પોતે, ને પંડે કોપરાપાક. મને ખાવાથી ઉતરી જાય થાક. મને ચાવવાથી કદાચ દુઃખે દાંત પણ ન દુઃખે નાક ! હું અને મ્હારા બીજા ચાર ભાઇઓ અમૃતપાક, ગુંદરપાક, મેથીપાક, સાલમપાક, અમે પાંચ પાંડવો સમાન હળીમળીને રહીએ છીએ. અમૃતપાકનો ખાનાર વહેલો મરનો નથી. ગુંદરપાક ને મેથીપાક આરોગવાથી ગમે તેટલો માર સહન કરવાને શરીર શકિતવાન બને છે વર્તમાન સમયના એડીપોલો કે રામમૂર્તીને પુછી જોવાથી ખાતરી થશે. સાલમપાક ખાવાથી પુરૂષાતનની પ્રપ્તિ થશે ને બહુ ખાવાથી તંદુરસ્તીની સમાપ્તી થશે કે જેથી ડોકટરને બોલાવવાની યુકિત કરવી પડશે. પૈસા નહિ ખર્ચવા પડે તો તમને બહુ ભાવશે; પણ હવે વધુ બોલવા કરતાં બેસી જવાનુંજ ઠીક ફાવશે.

પાંચમા વકતા લંબચોરસ મગજ ગંભીર અવાજે બોલ્યા “અલ્યાં રેંજી પેંજી પકવાનીયાંઓ !તમે બધાં પેટમાં પડી, સડી સડીને મરી જનારને હું તો મગજ !ખાસ મગજને પોષણ આપનારો. અલ્યા !આખા હિંદુસ્તાનના હાકેમ સિમલાના ઉંચા શિખરે જઇને રહે છે. તેમ હું તમારા બધાથી ઉંચે મગજ પર વસનારો તો તમને શું ગણકારનારો ? ( પોકાર થયો “ જા જા હવે જોયો તને મોટો ! ચણાના લોટનો પીળો પરપોટો, ને વળી બધાંથીએ તું તો ખોટો ! ) ખબરદાર જો હું અને મારો થરડાઇ ગયેલો ભાઇ મેસુર બગડયા તો સમજી લેજો કે તમારા બાર વગાડયા !” (ચારે તરફથી બેસી જા, બેસી જા,નો પોકાર થયો, )મારા મારી નેરમખાણ

શરૂ થાત પણ ખજુરીના વચ્ચે પડવાથી મામલો શાંત થયો. મગજ ધુંવાપુંવા થતો બેસી ગયો.

છઠ્ઠા નબરે ખજુરીબાઇ બોલવા ઉઠયાં.

" લેડીઝ એન્ડ જેન્ટલમેન ! ( ગુલાબજાંબુ બોલી ઉઠ્યું નહિ નહિ, નારી જાતનું સ્થાન પ્રથમ ન હોય !) અંગ્રેજી કાયદા પ્રમાણે નારીનુંજ પ્રથમ સ્થાન અને પછી નરનું. ગુલાબજાંબુ ગુસ્સે થતાં બોલ્યું.)

" સ્વદેશમાં પરદેશી કાયદો નહિ ચાલે ! ખજુરીની તરફદારી કરતાં દહીંતરૂં બોલ્યું " અંગ્રેજી રાજ્યમાં બધુંય ચાલે. " (લાડુના વચ્ચે પડવાથી બન્ને બેસી ગયા ) મ્હારા પતી મિ૦ ખાજા બિમાર હોવાથી તેમના તરફથી પણ મારેજ બોલવાનું છે, અને મારો સાવકોભાઇ કેક કે જે પ્રથમ વિદેશમાં ઉતપન્ન થએલો હોવાથી આ ભોળાશંકર ભટ જેવા શુધ્ધ, સ્વદેશી, હિંદુ પાસે આવી શકતો ન હોવાથી આ પરીષદમાં ભાગ લઇ શક્યો નથી. પણ તેણે પોતાનું ભાષણ લખી મોકલાવ્યું છે. હું ખજૂરી વગર મજુરીએ પ્રાપ્ત થવી મુશ્કેલ છું. જો વાસણમાંથી કલાઇ ઉખડી જવાથી તાંબા પિત્તળનો કાટ ખાઇ ખાઇને તમારૂં મગજ કટાઇ ગયું હોય તો મ્હારી નવલી ભાભી નાનખટાઇનું ભોજન કરશો તો જીવશો નહિંતર વ્હેલા મરશો. જો મ્હારી હજુરમાં અહરનીશ ઉભા રહેશો તોજ હું પ્રસન્ન થઇશ; પણ હવે તો થાક લાગ્યો છે. માટે અમારા બ્રધરનું લેકચર વાંચીને બેસી જઇશ (ખજુરીએ ચશ્મા ચઢાવીને વાંચન શરૂ કર્યું ) " અરે ! હાન્ડીયામાં અવતરેલાં પકવાનો તમે પરિષદ ભરીને શું ધોળવાનાં હતાં ? બધાંએ પોચાં પચ ને ઢીલા ઢચ ? જુઓને અમારા બનેવી મી૦ ખાજાને જે હોય તે ખાઇ જાય છે, તેથી બિચારા બારે માસ બીમાર રહે છે. હું એદાને

ઘઉંના આટામાંથી બનાવેલ કેક, એક લગાઉં કૂટ તો બધાનાં માંથાં થઇ જાય ગેપ! યુરોપીઅન, ખ્રિસ્તી, મોહમેદન, પારસી ઇત્યાદી આગળ પડતી કોમો જે મને મેળવીને ભાગ્યશાળી થઇ છે. કેટલાક સુધરેલા હિંદુઓનો પણ હું સહકાર કરૂં છું. પણ આ ભોળાશંકર જેવા પ્રાણીઓથી તો હું દુરજ નાસું છું. (સાંભળવા ઇચ્છતા નથીનો પોકાર થયો.) અલ્યા તમે નીચ ગુલામ! ને હું ખાસ ઉંચું ખાનદાન (શરમ છે શરમ છેના પુકારો થયા.) તમને છે જરાએ ભાન! કે હું કેક, તે અસલ વિલાયતથી પેટીઓમાં થઇને આવ્યો પેક! મ્હારાં મિસીસ નાનખટાઇનાં પગ ધોઇને પીયો તોય તમે પવિત્ર ન થાઓ! (બધાં બોલી ઉઠયાં, જેથી લાચારીએ ખજુરીને વાંચન બંધ કરવું પડયું.)

એટલામાં ઘેરા અવાજવાળા ઘેવરભાઇ બોલ્યા: —! "એ! નેક મર્દોઝન એટલે કે સારા ભાયડા ને બાયડીઓ! હું અસલ મોગલાઇ ઝમાનાનું સુરીયાણું પકવાન. હું ફારસી પણ જાણું છું; હું સ્વભાવે અમીર છું અને ઉચ ખાનદાનનું ખમીર છું તમારા હલ્કટ જેવો નથી! (એક ખુણામાંથી કોઇએ અવાજ કર્યો "જોયો હવે તને મોટો!") મલાઇ મારી જીવન સહચરી છે, અને મને ખાવામાં મઝા ખરી છે! પણ બીજા પકવાન ખાય તેમાં ન અકકલ જરી છે! (દહીંતરૂં બોલી ઉઠયું "જોયો મોટો અક્કલનો ભંડાર! મોટો અમીર થઇને આવ્યો છે તે!) બીજી તરફથી ગુલાબ જાંબુ ઉભું થયું ને ગાળાગાળી કરતાં મારામારી શરૂ થઇ. જેને જેમ ફાવે તેમ બોલે ને બકે. મહાન ગનદ્દા સ્થળી જામી જેથી ભોળાભટ પણ અકળાયા, ગભરાયા અને આળોટીઆં ખાવા લાગ્યા; જેથી બધાં પકવાનો ભાંગીને ભુકો થઇ ગયાં. છતાં ભોળાશંકરનો પ્રાણ આકુળ વ્યાકુળ થવા લાગ્યો જેથી લાચારીએ

ચુરણની એક ડઝન ગોળીઓ કૂંકી ગયા. ગોળીઓએ જઠરના કીલ્લાના પ્રવેશદ્વારને ધક્કો મારી ઘર પ્રવેશ કરતાંજ લલકાર્યું,

"અલ્યા ! નાદાન પકવાનીયાં ! જોયું કુસંપનું પરિણામ ! તમો) અંદર અંદર લડી મરીને આખરે તો ઘનમાંથી પ્રવાહી બન્યાં ! હવે શુદ્ધ ઠેકાણે આવી ? તમે ગમે તેવાં કામનાં હોવ પણ તમારૂં દરરોજ સેવન કરવામાં આવે તો આ ભોળાભટ પ્રમાણે હેરાન થઇને વ્હેલા મરણને શરણે થવાય, એટલે તમારાં તો બેચાર મહીનેજ દર્શન થાય તો સારૂં ! ઘણું જીવો મારો રોટલોભાઇ ને ખીચડી બ્હેન; કે જે અહર્નીશ આખી આલમનું શાન્તિથી પોષણ કરે છે. તમે ગમે તેવાં ઉત્તમ હો, પણ આ જઠરના કિલ્લામાં તમારો કચ્ચરઘાણ વળી જશે. અને આખી આલમમાં તુચ્છ વસ્તુ કે જેને લોકો નર્ક કહે છે તે રૂપે તમે પ્રકાશમાં આવશો, માટે મોટાઇનો ગર્વ છોડી દેવો એમાંજ આપણું શ્રેય છે."

ગોળીઓના એક કલાકના ભાષણથી પેટમાં કંઇક શાંતિ થઇ. આ ઘટનાને આજે કેટલા દિવસ વીતી ગયા છે છતાં ભોળા ભટ હજુ પેટનો ફુટબોલ ફાટે ત્યાં સુધી હવા ભરવાનું ચુકતાએ નથી ને એકે જગ્યાએ જમવાનું બાકી મુકતાએ નથી ! કેવા દૃઢ વીર ! જો આવા એક ડઝન સૈનિક સ્વરાજ પાર્ટીમાં જોડાય તો જરૂર વિજય વાવટો ફરકે ને ૩૧મી ડીસેમ્બરે બાર પર એક મીનીટે સ્વરાજ્ય આપણાં બારણાં ઠોકતું આવે !



# આદર્શ શિક્ષક.

## (૧૫)

પ્રખર શિક્ષણ શાસ્ત્રીઓએ કહેલું છે કે જેનામાં નીતિસંપત્તિ, જ્ઞાનસંપત્તિ અને શરીરસંપત્તિ હોય તેજ આદર્શ શિક્ષક નિવડે. એ ગુણો સિવાય બાકીના તો મે'તલાં કે પંતુડાંજ સમજવાં. બીજા બધાઓનાં ચરિત્ર રજુ કરવા કરતાં ગુરુ ગોકળદાસ કે જેમના શ્રીમુખે અમે પાંચ ચોપડીઓ જેટલું અગાધ જ્ઞાન મેળવ્યું !

સારાએ ગુજરાતના બલ્કે મુંબઇ ઇલાકાના વિદ્યાર્થીઓના માથા પર બૃહદ વ્યાકરણનું લફરૂં ઠોકી બેસાડનાર, આખી જીંદગી સુધી સંસ્કૃતના પથરાઓનો ભાર પોતાની પાઘડીના શુકચંચુ જેવા શીખર ઉપર ઉઠાવનાર, ચકલે બેસી કથા કહેનાર ગાગરીયા શાસ્ત્રી (ગાગરભટ) નહિ પણ શિક્ષણના મહાન શાસ્ત્રી સ્વ૦ રા૦ કૃષ્ણાશંકર ત્રીવેદી સાહેબ પોતાના શિક્ષણશાસ્ત્રમાં લખી ગયા છે [ શિક્ષણશાસ્ત્રનું નામ સ્મરતાંજ કોલેજના દિવસો યાદ આવે છે. હા ! એજ પ્રેમચંદ રાયચંદના તબેલાનો હું પણ એક મડીએલ ઘોડો છું. એ શિક્ષણ શાસ્ત્રરૂપી સુક્કાં બ્લોટીંગ પેપરે અમારા જેવા કેટલાંએ ભેજાના નાળીએરનું પાણી સોસી લીધું છે ! ] કે ન્યાય શાસ્ત્રને આધારે અને મહાભારતના વિચારે પાંચ પતિ હોય તેજ સતી દ્રોપદી કહેવાય; તેમ જે વ્યક્તિમાં સત્ય પર પ્રિતી, ન્યાય પરાયણતા, ઉપકારવૃતિ, ઉત્સાહ અને દ્રઢતા એ પાંચ ગુણ હોય તેજ આદર્શ શિક્ષક. હવે અમારા ગુરૂ ગોકળદાસમાં એ પાંચ અને ઓલ્યા બે એમ મળી આઠમાં એક ઓછો. ગુણો હતા. તેનું વર્ણન દક્ષીણ દિશામાં વાંચો !

### જ્ઞાનસંપત્તિ !

૧. બાળપોથીના નગારાંના ન અને મરચુના મ થી લઇને તે ઠેઠ ત્રીજી ચોપડીના સમાપ્ત સુધી તો એ ટેબલપર ઉંઘતાં ઉંઘતાં પણ

ભણાવી શકે. એ કોઇ ઓલીયાની દુવાથી કે મહાત્માની આશિષથીજ વ. ફાઇનલ પાસ થયા હશે બાકી "ટીનનાં ઝાડ દક્ષીણ આફ્રીકામાં થાય છે. અને રેશમ આકડાનાં ઝાડમાંથી થાય છે" એવું પ્રાચીન સમયમાં એમનું શીખવેલું આજે પણ મને યાદ છે. ગુજરાતની પશ્ચિમે અરબી સમુદ્ર તે ઇંગ્લાંડની પાશ્ચમે પણ છે અને આફ્રીકાની પશ્ચિમે પણ છે. એવું ઇન્સપેકટરના દેખતે ડોળે એમણે શીખવેલું. કોન્સટાન્ટીનોપલને તો એઓશ્રી ત્રણ વખત વિશ્રાંતિ લઇને જ બોલતાં. કોન, સટાંટી, નોપલ. અને તેની નિકટમાં આવલી બોસ્પરસની સામુદ્રધુનીને એવણ ફોસ્ફરસની સામુદ્રધુની કહેતા. ફ ને બદલે બ લખાઇ ગયો હશે. બાકી એ વાત તો એવણુ ભાર પુર્વક સમજાવતા કે એ સામુદ્રધુનીમાંથી ફોસફરસ નીકળે છે કે તે વડે આખા યુરોપ અને એશિઆને દિવાસળી તથા દારૂખાનું પુરૂં પડી શકે છે.

"જેની ચારે બાજુ પાણી હોય તે બેટ" એવું અમને શીખવેલું. પરીક્ષકે પૂછયું કે,

"ખાડામાં ભેંસ પડી હોય તેની ચારે બાજુ પાણી હોય અને વચ્ચે ભેંસ ખુલ્લી દેખાય તો તેને બેટ કહેવો કે નહિ?" અમે ગુંચવાયા એટલે ગુરૂજીએ હા કહ્યું. જેથી પરિણામે એમને ખૂબ ઠપકો મળ્યો. પરીક્ષકના ગયા પછી એમણે કહ્યું કે

"સાહેબને માટે ગાડીનો બંદોબસ્ત થયો ન હતો તેથી આમ બુમ બરાડા પાડતા હતા; પણ ખરી રીતે જોતાં તો—

"જેની ચારે બાજુ પાણી હોય તેજ બેટ કહેવાય!" ઇતિહાસમાં આર્યો અને અનાર્યોના સમયમથી શહેનશાહ જોર્જ સુધીની વંશાવળીઓ એમને મોઢે હતી. પણ તીલક ને ગાંધી, કોણ હતા તે એ ન જાણે! "સાંજવર્તમાન" કે મુંબઇ "ગુજરાતી" કઇ બલાનુ નામ છે, તે એ ન જાણે. કારણ કે

"સરકારી માણસથી નિશાળમાં છાપાં વગેરે ન વંચાય" એ સુત્ર એમનાં ડોળા સમક્ષ તરતુ હતું.

## શરીરની સંપત્તિ !

"બાળકોને શારીરિક શિક્ષા ન કરવી" એ સરકારી ફરમાનનો સવિનય ભંગ કરીને અમને એઓશ્રી ઘણી વખતે વાંસની વાંકી લાકડી વડે ફટકારતા ત્યારે એમનાં ફેફસાંની ધમણો ઉંચી નીચી થતી અને એવો શ્વાસ ચઢી જતો કે અર્ધા અર્ધા કલાક સુધી અવાચક રહેતા. એક વખતે નિત્યના નિયમ પ્રમાણે એક છોકરા પર લાકડી ઉગામી. તેણે લાકડી પકડી રાખી. એમણે છોડવવાને માટે બળ વાપર્યું ને તેણે છોડી દીધી એટલે ગુરૂજી ઉંધે મસ્તકે ભુમને ભેટયા. ભણાવી ભણાવીને એમના ડોળા બહાર નીકળી આવ્યા હતા કે ચશ્માની મદદ વગર દસ ફુટને અંતરેથી સામે માણુસ ઉભું છે કે ગોરીલો વાંદરો તે પણ ઓળખી શકતા નહિ.

જેમ છાશ રેડવાથી તાંબાનો કાટ ઉખડી જાય છે તેમ તપખીરથી મગજ ચોકખું રહે છે એવી એમની માન્યતા હતી. એમની તંદુરસ્તી એવી હતી કે ભાગ્યેજ કોઇ અઠવાડિયું કવિનાઇન લીધા વગર ખાલી જાય ! દમ અને ખાંસીના તો આખા ગામમાં એ ચેંપીયન હતા, છતાં આખો દિવસ ટેબલપર પગપર પગ ચઢાવીને દોઢીઆની દસવાળી પીતાં પીતાં ઉપદેશ આપતા કે,

"હલકા માણસો બીડીઓ પીએ છે, અને કેટલાક નાદાન બાળકો નિશાળમાં પણ બીડી પીએ છે એ મહા અફસોસની વાત છે ! મારૂં ચાલે તો બીડી પીનારાઓને દેશપાર કરૂં !" કસરત કરાવવા માટે દરરોજ અમારો જીવ ખાઇ નાખતા, પણ પોતે એવા કસરતબાજ એકકા હતા કે એક આનો ફીની બાબતમાં એક છોકરાની માએ જરા ટપ્પો મારતાં શિક્ષક પાણીના માટલા પર પડયા. એ બધું હતું છતાંએ છોકરાંઓને ટીંગાટોળી કરીને ઉંચકી આણવામાં એવણ કાળીઆરના એકકા હતા.



જુઓ આ આદર્શ શિક્ષકનું ડાચું પાનું ૧૯૪.

## સત્યપર પ્રિતિ !

સત્યપર મરી ફીટનારાઓમાં હરિશ્ચંદ્ર પછી કોઇને નંબર હોય તો તે અમારા ગુરુ ગોકળદાસનોજ ! નિશાળમાં પાણી ભરનારી બાઇ હતાં આધેડ વયનાં ગંગાસ્વરૂપ એટલે કે વિધવા. પણ ગુરુજી જેવાની આંખને ટાઢક આપે એવો એમનો દેખાવ હતો. દિવસમાં બે ત્રણ ચાર લઘુશંકા નિમિત્તે હેડમાસ્તરની આંખ બચાવીને જરા એકાદ બે ખાટી મીઠી વાતો કરી આવતા.

" જરાક પેટમાં ગરબડ થાય છે ઘેર જઇને ફાકી મારી આવું. " એવું બ્હાનું કાઢીને પટેલને ઘેર જઇ એકાદ પ્યાલું ચાહ પી આવતા.

"મારી મામીનું સરાધ સારવાનું છે." એવું બ્હાનું કાઢીને ચાર પાંચ દહાડા બહારગામ પોંક ખાવા ઉપડી જતા. નાતમાં જમવા જવાનું હોય ત્યારે તો—

"અગત્યના કામસર" એક દિવસની કેઝયુઅલ રજા લઇજ નાખે.

સાહેબ જરા ઇન્સ્પેક્ટર પારસુન જેવા કડક હોય અને દાખલો પત્થર જેવા સખત મંડાવ્યો હોય તો ગમે તેમ બ્હાનું કરી જરા બહાર સરકી જાય અને કાગળમાં ઝટપટ આખો દાખલો કે તેનો જવાબ માંડીને ફાટેલા કોટની બ્હાંયમાં સંતાડી લાવે. પછી કલાસમાં આંટા મારતાં મારતાં કોઇ છોકરાનાં ખોળામાં કાગળ સરકાવી દયે. કોઇ નવું છોકરૂ દાખલ થવા આવે કે તેના પિતાશ્રીને સંબોધીને ભાષણ ચાલુ રાખે—

જુઓને મોહનશેઠ, ઓલ્યા ભાણા જેવો ગરીબ કોળી આ એના મગનીયાને નિશાળે બેસાડી ગયો હતો ત્યારે બધાએ માસ્તરોના મોઢાં મીઠા કરાવ્યાં હતાં, ત્યારે તમે તો શેઠીયા છો, ઘરમાં પ્રભુજીની કૃપ છે તો પછી કંઇ મીઠું મોઢું કરવ્યા વગર ચાલે ? ખીંટીએ નકશો ટાંગ્યો હોય અને પોતે બેઠાં બેઠાં ઝોકાં ખાતા હોય ત્યારે છોકરાઓ વાતે વળગી જાય, એવામાં જો હેડ માસ્તર આવીને પ્રશ્ન કરે કે માસ્તર શું ચાયછે ? તો આંખ્યો ચોળ્યા વગર સત્વર પ્રત્યુત્તર ઠોકી દે કે,

"સાહેબ, ભુગોળ લેવાય છે." એટલે હેડમાસ્તર તપે કે,

"એમ! ભુગોળ લેવાય છે કે ઝોકાં ખવાય છે?"

પછી ગેં ગેં ફેં ફેં થતાં થતાં કહે કે,

"સાહેબ, જરા રાતે સતનારણની કથામાં બેઠો હતો તેથી ઉજાગરો થયો એટલે આંખ લાગી ગઇ હતી." જો કે તે રાત્રે ગુરૂજીની સ્વારી તો ઢેડવાડામાં ભવાઇ જોવા ગઇ હોય તો પણ એવું જ ઠોકી બેસાડે!

ગુરુજીની ઉપકારવૃત્તિ જોતાં અમને તો એમજ લાગતું કે એઓશ્રી જાતે ને પોતે યુધિષ્ઠર, કરણ કે વિક્રમના અવતાર હોવા જોઇએ. કાંતો એમના મસ્તકે હાતમ તાઇએ હાથ ફેરવ્યો હોય! ત્રણ પૈસાની બાળપોથી ગુરુજી છ પૈસે વેચતા અને ઉપરથી ઉપકાર કરવાનો દમ ભરતા તે જુદો કે,

"લડાઇને લીધે ચોપડીઓની કીંમત ત્રણ ગણી વધી ગઇ છે, પણ ખાસ એક પૈસો ખોટ ખાઇને બાળકો ઉપર ઉપકાર કરીએ છીએ." ઉપલા ધોરણમાં જનાર કેટલાક વિદ્યાર્થીઓ પાસેથી એમ કહીને જુની ચોપડીઓ પડાવી લેતા કે,

"અલ્યા છગના, લાવ એ જુની ચોપડીઓ તારે શું કામની છે? બિચારો કોઇ ગરીબ વિદ્યાર્થી હશે તેને આપીશ તો તને આશિષ દેશે. એમ કહી તે ચોપડીઓ લઇ, તેનાં પુઠાં વગેરે બદલીને અર્ધી કીંમતે ઠોકી દેતા. જેમ વહેપારીઓને માથે ઇન્કમટેક્ષ અને ખેડુત માથે લોકલ-ફંડનું પોટલું સરકારે ચઢાવ્યું છે; તેમ કેટલાક વિદ્યાર્થીઓને માથે છાણાં લાકડાં લાવવાનો, કોઇને માથે દુધ લાવવાનો તો કોઇના માથે શાકભાજી લાવવાનો ટેક્ષ ગુરુજીએ ઠોકી બેસાડયો હતો. પણ કોઇ વખતે એનો બદલો ગુરુજીને પુરેપુરો મળી જતો.

હેડમાસ્તર રજા પર હોય તે દરમ્યાન હંગામી હેડમાસ્તર તરીકે એઓ ગોઠવાયા હોય તેવામાં કોઇ ખાઉધરા સાહેબ નિશાળમાં આવી લાગે અને "લાડુ"નો પ્રોગ્રામ એમને શિરે અનિચ્છાએ ઠોકાય ત્યારે મનમાંને મનમાં સાહેબને પાંચ શેરની સંભળાવે પણ કરે શું? પરાણે ઉપકારવૃત્તિ જાહેર કરવી જ પડે!

## ઉત્સાહ !

પાણીપતમાં વિજય મેળવતાં અબ્દલ્લીને કે રમની ફત્તેહ કરતાં મુસ્તુફા કમાલને યા મીલર મળતાં ઈંદોરવાળા તુકોજીરાવને જેટલો ઉત્સાહ નહિ પ્રાપ્ત થયો હોય તેટલો ઉત્સાહ ગુરુ ગોકલદાસના મોઢાપર અહરનીશ નજરે પડતો. પોતે સદૈવત સાવલંગા કે બત્રીસ પુતળીની વાર્તા વાંચ્યા કરે અને પહેલાં નંબરને ઓર્ડર ફરમાવેઃ—

"અલ્યા ચમનીયા, જરા ડિકટેશન લખાવ તો. જો બરાબર તપાસજે, ભૂલ ન રહી જાય. દરેક ભુલ પાંચ પાંચ વખત સુધરાવજે.

"આજતો ઇતિહાસ છે કે? અહો! સિદ્ધરાજ જયસિંહમાં તે શું શીખવવાનું છે? ચાલો બધા એ વાર્તા કાઢીને વાંચી જાઓ. પણ મનમાં વાંચજો; મોઢેથી વાંચતાં યાદ ન રહે. જુઓ ઘોંઘાટ થાય નહિ. હું જરા અગત્યના કામમાં રોકાએલો છું." એમ કહે અને વાંચતા હોય ગજરામારૂની ચોપડી.

"અલ્યા ધીરૂ, ઇતિહાસ પછી શું છે?" "પદાર્થપાઠ છે સાહેબ." "ઠીક, ચાલો ઘેરથી વાંચી લાવજો. લે મોહન, આ ચોપડીમાંથી પાંચ લેખાં કલાકનો ટકોરો થયા પછી લખાવજે હો! જો કોઇ ચોરી કરે નહિ! અને અલ્યા ચુનીયા દરજી, તું જઇને તારા ઘેરથી જરા સોઇ દોરો અને એક ખાદીનો કકડો શોધીને લઇ આવતો, મારે જરા કોટને થીંગડું મારવું છે. ચાલ જા, જલ્દી દોડતો દીકરા!" પરાણે ટાઇમ પુરો થાય ને નંબર પુરતાં પુરતાં પોકાર કરે "છેલ્લા બે નંબરો ઘણા કાચા છે. તમારે છુટ્ટી થયા પછી મારે ઘેર લેસન કરવા આવવું!"

છોકરાઓ રડમસ ચહેરે ઘેર જાય પછી લેસનની શરૂઆત કરાવે એટલામાં જ કંઇ યાદ આવ્યું હોય એમ બોચી ખજવાળતાં કહે—

"લે ડાહ્યાભાઇ, જરા દોડતો આટલો ઘડો પાણી ભરી લાવતો જોઉં! ને શંકરીયા, તું આ ખડીઆમાં એક ફદીયાનું ઘાસતેલ નંખાવી આવ!" આવી રીતે બારેમાસ શિક્ષણમાં ઉત્સાહ બતાવતા; પણ પમાર આવતો એ દિવસે તો ઓરજ ઉત્સાહ બતાવતા.

## દ્રઢતા!

નેપોલીયન ને ટીપુ જેટલી દ્રઢતા એ એકલા જીવમાં સમાએલી હતી. નિશાળ તો છોકરા જ ઉઘાડે. પછી ઝાડુ વળાય પછી એકાદ છોકરો ઘેર તેડવા જાય ત્યારે ગુરુજી હજુ કાથીની ખાટલીમાં આળોટતા જ હોય! માંડમાંડ એકાદ અર્ધા કલાકે વસ્ત્ર પરીધાન કરી.

"**ગજગામિની ગજે ચઢીને આવે**" તે પ્રમાણે ડોલતા ડોલતા અને રસ્તામાં મળતા માણસો સાથે રામ રામ કે જય જયના પાઠ પઢતા પઢતા નિશાળનો ઓટલો ચઢે. પછી પાઘડી ખીંટીએ ટાંગતાં, કોટ ખંખેરી ઘડી વાળી ટેબલ પર મુકતા, ખિસ્સામાંથી ખોખું કાઢી ચશ્મા સાફ કરી આંખે ચઢાવતાં.

"અલ્યા કોણ કોણ નથી આવ્યું? કેમ નથી આવ્યું?" ની તજવીજ કરતાં ખાસો બીજો અરધો કલાક વહી જાય, પણ પરીક્ષાના દિવસે આ બધી દ્રઢતા ઉલ્ટા ક્રમમાં ફેરવાઇ જતી. સવારમાં બધાંથી પહેલા નિશાળમાં દેખાતા. કોઇ દાખલો છોકરાઓ ખોટો ગણે જેથી પોતે તેહનને શીખવે પણ કંઇક ભુલ થઇ જાય તો ફરીથી ન ગણતાં દ્રઢતાપૂર્વક કહી દે કે–

"ગણીતમાં ખોટો જવાબ છે. જવાબો લખવામાં આ લાકડાવાળો જરાએ ચિવટ રાખતો નથી" સર્વથી મોટી મુદ્દાની વાત તો એ છે કે આ સર્વગુણ સંપન્ન આદર્શ શિક્ષક સાડા ઓગણત્રીસ વરસ થયા દ્રઢતાપૂર્વક સર્વીસ કર્યે જાય છે અને એમના ઉપરી સાહેબોને પણ ધન્ય છે કે દ્રઢતાપૂર્વ એમની નોકરી નભાવ્યે જાય છે! પણ હવે ચોક્કસ અનુમાન બધાય છે કે એ આદર્શ શિક્ષક છ મહિના પછી દ્રઢતાપુર્વક પેન્શન લે છે. અને પછી થોડા દિવસે કે થોડા માસે (થોડા વરસે નહિ, કારણ કે ઘણા શિક્ષકો પોતાના ઉતાવળીઆ સ્વભાવને લઇને પેન્શન ખાવા વધુ મુદ્દત ટકતા નથી એમ અમારો પાકો અનુભવ રહે છે.) સ્વર્ગના સંતાનોને કેળવવા દ્રઢતાપૂર્વક સ્મશાન માર્ગે સિધાવશે! તથાસ્તુઃ

—[સમાપ્ત]—